વડોદરા રાજ્યની શાળાઓમાં ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર.

# ત્રીજી ઔદ્યોગિક પરિષદ.

## શ્રીમંત સયાજીરાવ ગાયકવાડનું ભાષણ.

"આપણે આશા રાખવાનાં કારણો છે, પણ હર્ષથી ફુલાઈ
"જવાને બિલકુલ નહિ; ભવિષ્યમાં વિજય મેળવવા માટે
"આપણે ઉત્સાહ પૂર્વક સતત પરિશ્રમ કરવાની ખાસ જરૂર
"છે, અને આપણે આપણા પોતા પ્રત્યે વફાદાર રહીશું તો
"જરૂર સફળતા મેળવી શકીશું."

**—શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ.**

ભાષાન્તર કરનાર,

**જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી.**

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**જીવનલાલ અમરશી મહેતા.**

શ્રી "સત્યવિજય" પ્રીન્ટીંગ પ્રેસ—નવાદરવાજા, અ॰

**મૂલ્ય ત્રણ આના**

વડોદરા રાજ્યની શાળાઓમાં ઇનામ તથા લાઇબ્રેરી માટે મંજુર.

# બીજી ઔદ્યોગિક પરિષદ્.

## શ્રીમંત સયાજીરાવ ગાયકવાડનું

૧૯૨૯

## ભાષણ.

“ આપણે આશા રાખવાનાં કારણો છે, પણ હર્ષથી ફૂલાઈ
“ જવાને બિલકુલ નહિ; ભવિષ્યમાં વિજય મેળવવા માટે
“ આપણે ઉત્સાહ પૂર્વક સતત્ પરિશ્રમ કરવાની ખાસ જરૂર
“ છે, અને આપણે આપણા પોતા પ્રત્યે વફાદાર રહીશું તો
“ જરૂર સફળતા મેળવી શકીશું. ”

—**શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ.**

ભાષાન્તર કરનાર,

**જગન્નાથ દામોદરદાસ ત્રિપાઠી.**

છપાવી પ્રસિદ્ધ કરનાર,

**જીવનલાલ અમરશી મહેતા.**

**શ્રી “ સત્યવિજય ” પ્રીન્ટીંગ પ્રેસ—નવાદરવાજા, અમદાવાદ.**

**મૂલ્ય, ત્રણ આના.**

# બીજી આવૃત્તિ વિષે બે બોલ.

ઇંડિયન નેશનલ કોંગ્રેસના સ્વદેશહિતચિંતક કાર્યવાહકોએ કોંગ્રેસની સાથે હુન્નર ઉદ્યોગ અને ખેતીવાડીનું પ્રદર્શન ભરવાનો ઉપક્રમ કર્યા પછી ઔદ્યોગિક પરિષદ્ ભરવાનો સન ૧૯૦૫ થી ઉપક્રમ કર્યો. તે અન્વયે સન ૧૯૦૬ ની આખરે હિંદુસ્તાનના પાટનગર કલકત્તામાં બીજી ઔદ્યોગિક પરિષદ્ મુંબઇના સુપ્રસિદ્ધ ભાટીઆ ગૃહસ્થ ઑનરેબલ મિ. વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરશીના પ્રમુખપણા નીચે મળી હતી. તે પ્રસંગે સ્વદેશોન્નતિના સાચા અનુરાગી, પ્રજાહિતચિંતક શ્રીમંત મહારાજા સાહેબ શ્રી સયાજીરાવ ગાયકવાડે હિંદુસ્તાનના હુન્નરઉદ્યોગો અને આર્થિક સ્થિતિ વિષે મનન કરવા યોગ્ય વ્યાખ્યાન કર્યું હતું. તેનું સંપૂર્ણ ભાષાન્તર "બુદ્ધિપ્રકાશ" માસિક પત્રમાં આપ્યું હતું, અને તે ઉપરથી થોડી નકલો જૂદી કાઢવામાં આવી હતી. વડોદરા રાજ્યના કેળવણી ખાતાએ આ વ્યાખ્યાનને ઇનામ તથા લાઇબ્રેરીઓ માટે મંજુર કરી સારી નકલો ઉત્તેજન દાખલ રાખી હતી, તેમજ શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડ એમણે પણ આ પ્રયાસને આવકારદાયક ગણી પ્રાઇવેટ સેક્રેટરી સાહેબ માર્ફતે પ્રોત્સાહન આપ્યું છે, અને લોકોમાં વહેંચવા માટે સામટી નકલો મગાવી છે. આ પ્રમાણે આ પ્રયાસને પ્રોત્સાહન મળવાથી આ વ્યાખ્યાનની બીજી આવૃત્તિ છપાવવામાં આવી છે. ગુજરાત, કાઠીઆવાડના રાજા સાહેબો તેમજ શ્રીમંત ગ્રહસ્થો સામટી નકલો ખરીદી આ વ્યાખ્યાનનો ફેલાવો કરવાની કૃપા કરશે એવી પ્રકાશક આશા રાખે છે.

ધનતેરશ, સંવત ૧૯૬૩.

# અર્પણપત્રિકા.



જેમના પ્રમુખપણાનીચે બીજી ઔદ્યોગિક પરિષદ્ ફતેહમંદ થઇ છે,
જેઓ સ્વદેશોન્નતિ અને દેશી હુન્નર-ઉદ્યોગો માટે તન મન
અને ધનની સહાયતા આપવા તત્પર છે, જેમની
આગેવાની અને આશ્રય નીચે મોટી મોટી
દેશી બેંકો, મીલો અને સ્વદેશી કારખાનાંઓ
ઊભાં થઈ ફતેહમંદ રીતે કામ કરે છે,
તે મુંબઇના ઝળકના ઝવેરી
મુંબઈ સરકારની ધારાસભાના
માનવંત સભાસદ

ઑનરેબલ શેઠ

## વિઠ્ઠલદાસ દામોદરદાસ ઠાકરશીને

આ દેખાવમાં ન્હાનું પણ વિષયપરત્વે ઘણુંજ ઉપયોગી પુસ્તક
હું માનપૂર્વક અર્પણ કરૂં છું.

ધનતેરશ, સંવત ૧૯૬૩. જીવનલાલ અમરશી મહેતા.



# દેશી બન્ધુઓને સંબોધન.

---

ડગલું ઉપાડો આગળ એક, હો પ્રવાસી વીરા રે. ડગલું૦

રજની અંધારી વીતી, વ્હાણું આ વાયું ને
જાગ્યા જનારા જન અનેક, હો પ્રવાસી. ડગલું૦ ૧

પંખી પ્રબોધે ભાઈ, કિલકિલાટ કરતાં રે;
તેઉ રમવાને નભમાં નેક, હો પ્રવાસી. ડગલું૦ ૨

આરે પ્રવાસ માંડે, આપણ સંગાતી ભાઈ;
રાખે બેલડિયોની હરિ ટેક, હો પ્રવાસી. ડગલું૦ ૩

ઊંચેથી વરસે જોની, અમી કેરૂં ઝરણું રે;
તેમાં ભીંજાઇએ એકેએક, હો પ્રવાસી. ડગલું૦ ૪

ઝળહળતી જ્યોતો જોશું, સંધ્યાના રંગો જોશું;
જેમાં સમતાનો છે વિવેક, હો પ્રવાસી. ડગલું૦ ૫

ડગલાં જે દીધાં તેનો, ગણી જો હિસાબ ભાઈ!
કેવાં નિવડિયાં તે દરેક, હો પ્રવાસી. ડગલું૦ ૬

જગજીવન દયાળજી મોદી.

# બીજી ઔદ્યોગિક પરિષદ્.

( કલકત્તા–સન ૧૯૦૬ )

## શ્રીમંત મહારાજા શ્રી સયાજીરાવ ગાયકવાડનું ભાષણ.

૧. યૂરોપ અને અમેરિકાની મુસાફરી કરીને ગયા માસમાં જ હું આ દેશમાં પાછો ફર્યો, એટલામાં તરત જ આપના બાહોશ અને ઉત્સાહી સેક્રેટરી રા. બા. મુધોલકરે ઔદ્યોગિક કમિટિના સર્વાનુમતે મને આ પરિષદ્‌માં આવીને આરંભનું ભાષણ આપવાનું આમંત્રણ કર્યું.

**ઉપોદ્‌ઘાત.**

મારા મનમાં સાહજિક રીતે જ એ આમંત્રણનો સ્વીકાર કરવાની આનાકાની થઇ. એનું એક કારણ તો એ કે પરદેશનો પ્રવાસ કરીને હું તરતનોજ આવેલો હોવાથી મારા ઉપર રાજકીય કામનું દબાણ હતું, અને બીજું કારણ એ પણ ખરૂં કે જે કાર્ય આપે હાથમાં લીધું છે તે ઉમદા કાર્યમાં આપને સલાહ આપી શકે એવા મારા કરતાં વધારે લાયક ગૃહસ્થો બીજા ઘણા છે એ હું જાણું છું.

૨. પરન્તુ સદ્‌ગૃહસ્થો, મારાં આ કારણો આપના સેક્રેટરીએ ન સાંભળતાં તેમણે મને ઔદ્યોગિક કમિટિનું આમંત્રણ સ્વીકારવાનો આગ્રહ જ કર્યો, અને મારી પ્રતીતિ કરી આપી કે એ આમંત્રણ સ્વીકારવાથી આ સર્વ–પ્રિય મહાન્ કાર્યમાં હું કેટલીક સેવા કરી શકીશ. આથી મને લાગ્યું કે આપના આમન્ત્રણને તાબે થવું એ મારી ફરજ

છે. હાલની ઔદ્યોગિક હિલચાલને સહાયભૂત થવું એ આપણુ દરેક જણનું સરખું કર્ત્તવ્ય છે.

**આ કર્ત્તવ્ય પ્રત્યે બેવફા થવું એ આત્મદ્રોહ અને દેશદ્રોહ કરવા જેવું છે.**

૩. આપણા જીવનની વ્યવહારિક પ્રવૃત્તિ ગમે તે હોય તોપણ આત્મદ્રોહ કર્યા વિના આપણે કદી પણ આ કર્ત્તવ્ય પ્રત્યે બેવફા થઇ શકીએ નહીં. મને લાગે છે કે, આપણો સઘળાનો હિત—સમ્બન્ધ એક જ છે; જે તમને સહાયભૂત થાય છે અને તમારી ઉન્નતિ કરે છે તે જ અમને સહાયભૂત અને ઉન્નતિકર્ત્તા છે. જે તમારી ઉન્નતિનો પ્રતિરોધ કરે છે તે અમારી ઉન્નતિનો પણ પ્રતિરોધ કર્ત્તા છે. વળી મારી બીજી દૃઢ માન્યતા એવી પણ છે કે, જીવનક્રમના પૃથક પૃથક વિભાગો—રાજકીય સામાજીક અને ઔદ્યોગિક એ સર્વ હિલચાલો—એક બીજા સાથે એટલા તો નિકટ સમ્બન્ધથી જોડાએલી છે કે તે સઘળીમાં સરખી રીતે સુધારો વધારો કર્યા વિના આપણે એકમાં કદી પણ આગળ વધી શકાશું નહીં.

**પ્રગતિયન્ત્રના ઘટકાવયવો.**

૪. જો કે આ ત્રણે પ્રકારના બુદ્ધિના વ્યાપારો બહારથી અરસપરસ ભિન્ન જણાય છે, પરંતુ તેઓ એકજ કેન્દ્ર પ્રત્યે અભિમુખ છે; તાત્પર્ય કે તેઓ જીવનક્રમના મુખ્ય પ્રવાહના પોષક છે. જ્યાં સુધી આપણે આપણી દૃષ્ટિનું ક્ષિતિજ લંબાવીએ નહીં અને વ્યાપક અર્થનો વિચાર કરીએ નહીં ત્યાં સુધી આપણે આ પ્રચંડ પ્રગતિયન્ત્રના ઘટકાવયવોની કિમ્મત અને તેમનાં યોગ્ય સ્થાનોનું જ્ઞાન પ્રાપ્ત કરી શકીએ નહીં.

---

## પ્રાચીન ઇતિહાસ.

**હિન્દુસ્તાન માંના પ્રાચીન સમયના ઉદ્યોગ::ધંધા.**

૫. સદ્દગૃહસ્થો, પ્રાચીન કાળમાં હિન્દમાં કયા કયા ઉદ્યોગો ચાલતા હતા તેનું સવીસ્તર વર્ણન કરીને આપનો વખત રોકવાની મારી ઇચ્છા નથી; પણ તે સમ્બન્ધી મુખ્ય મુદ્દાઓ ટૂંકામાં જણાવું તો તે આજને પ્રસંગે અયુક્ત નહીં ગણાય. આપણે સઘળા જાણીએ છીએ કે પ્રાચીન કાળમાં હિન્દુસ્તાન દેશ સુતરાઉ કાપડ માટે બહુ જ પ્રખ્યાત હતો. સુતરાઉ કાપડ હિન્દમાંથી આસીરિયા અને બાબીલોન વગેરે દેશોમાં જતું હતું, એમ આપણો જૂનો ઇતિહાસ સાક્ષી પુરે છે. ગળી જે ફક્ત હિન્દમાંજ પાકતી હતી તે ઇજીપ્ત દેશમાં મશાલા ભરીને રાખી મૂકેલાં શબોનાં વસ્ત્રોમાં સૂક્ષ્મદર્શક યન્ત્રોથી જોવામાં આવી છે. હાથીદાંત અને બીજી વસ્તુઓ પણ પ્રાચીન ઇજીપ્તમાં હિન્દમાંથી જતી હતી. પ્રાચીન ફીનિશિયન લોકોનો વ્યાપાર હિન્દુસ્તાન સાથે બહુ તેજીથી ચાલતો, અને તેઓ પશ્ચિમની પ્રજાઓને જવાહિર, મશાલાઓ, હાથીદાંત, સોનું અને જરીઆનનું ભરતકામ વગેરે પુરું પાડતા હતા તે હિન્દમાંથી લઇ જઇને જ, એ નિર્વિવાદ છે.

**ગ્રીક લોકોના સુધારાનો આરમ્ભ.**

૬. ગ્રીક લોકોના સુધારાઓનો આરમ્ભ તો આ વખત પછીથી થયો. હીરોડોટ્સ કે જેને "ઇતિહાસનો પિતા" કહેવામાં આવે છે તે હિન્દુસ્તાનના ર સમ્બન્ધી વર્ણન કરતાં લખે છે કે, "ઘેટાં ઉપર થતા ઊન કરતાં હિન્દમાં ઝાડ ઉપર જે ઊન થાય છે તે વધારે સુંદર અને કિંમતી છે."

**રોમન લોકોની સત્તા-મહતા અને હિન્દ સાથેનો ધમધોકાર વ્યાપાર.**

૭. ઇસવી સનનો આરમ્ભ થયો તે પૂર્વે કેટલાંક શતકો સુધી હિન્દુસ્તાનનો વ્યાપાર પશ્ચિમની દુનિયા સાથે ધમધોકાર ચાલતો હતો, અને જેમ જેમ રોમ સત્તા અને મહતામાં વધતું ગયું અને અલેકઝાન્ડ્રિયા વ્યાપારનું આબાદ સ્થળ થયું તેમ તેમ આ વ્યાપાર વધ્યો. તે સમયે રેશમ, નીલમ, ગળી અને સુતરાઉ વણાટનું કાપડ વગેરે માલ સિન્ધુ નદીના મુખ દ્વારા પરદેશ જતો હતો, અને હિન્દુ લોકો જેને તે વખતે **ભરૂકચ્છ** (ભગુપુર ?) કહેતા હતા અને રોમન લોકો બેરીગાઝા (Barygaza) નામથી ઓળખતા હતા તે **ભરૂચ** શહેર તે કાળે બહુ મહત્વનું વ્યાપારી બન્દર હતું; અને સોનું, રૂપું, બીજી ધાતુઓ, કાચ, પરવાળા અને અત્તર વગેરે માલ ત્યાં પરદેશથી ઉતરતો હતો. તેમ જ જવાહીર, મલમલ, સુતરાઉ કાપડ, હાથીદાંત, અબનુસનું લાકડું, મરી અને રેશમ વગેરે માલ ત્યાંથી પરદેશ મોકલવામાં આવતો હતો.

**કૉન્સ્ટૅન્ટિનોપલ સાથે એશિયા ખંડનો વ્યાપાર.**

૮. ત્રીજા સૈકા પછી રોમના મહારાજ્યની દશા નરમ થવા લાગી. પૂર્વમાં એક નવું સામ્રાજ્ય સ્થપાયું અને તેનું પાટનગર કૉન્સ્ટૅન્ટિનોપલ થયું, અને એશિયાખંડનો જે વ્યાપાર પહેલાં અલેકઝાન્ડ્રિયાદ્વારા ચાલતો હતો તેનું વલણ હવે તે તરફ આકર્ષાયું.

**હિન્દમાં યાત્રાએ આવેલા ચીના પ્રવાસીઓ.**

૯. ઇસવી સન પછીના કેટલાક સૈકાઓમાં હિન્દ ઉપર વિદેશી લોકોના હુમલા થયા અને શક તથા હુન લોકોએ હિન્દના પશ્ચિમ પ્રાન્તોને ઉજ્જડ કર્યા; પણ આ ઘણા ઇતિહાસના સાહિત્યમાં પ્રખ્યાતી પામેલા સમર્થ અને મહા પરાક્રમી રાજા વિક્રમાદિત્ય

છેવટે એ પરદેશી હુમલાઓની ભરતીને પાછી વાળી, અને તેના પરિણામે હિન્દુસ્તાન ૬ઠ્ઠા સૈકાથી ૧૦મા સૈકા સુધી વિદેશીય હુમલાઓથી મુક્ત રહ્યો. ફાહિયન, હુએનત્સાંગ, વગેરે ચીના પ્રવાસીઓ હિન્દમાં ધાર્મિકયાત્રાએ આવેલા તે આ જ સમયમાં આવેલા. તેઓએ હિન્દની કારીગરી, હુન્નરકળા વગેરેની પ્રશંસા કરેલી, અને હિન્દુ લોકોનાં દેવાલયો તથા બૌદ્ધલોકોનાં વિહારસ્થાન, જે તેઓએ પ્રત્યેક મોટા નગરમાં નજીક નજીક જોએલાં તે સમ્બન્ધી ઉલ્લેખો કર્યા છે. હિન્દુ લોકોએ જાવામાં અને બીજા દ્વીપોમાં વ્યાપારી કોઠીઓ ઘાલેલી. ફાહિયન હિન્દમાંથી ચીન પાછો ફર્યો ત્યારે તામ્રલિપ્તિ અથવા તામલુકથી નિકળેલા એક હિન્દુના વહાણમાં બેસીને જ ગયેલો. આપણામાંથી પણ જેમણે યુરોપનો પ્રવાસ કરીને ત્યાંના શહેરોની મુલાકાત લીધી હશે તેમણે લીડેન મ્યુઝીઅમ (સંગ્રહસ્થાન) માં હિન્દુ દેવ–દેવીઓની મૂર્તિઓ જોઈ હશે. એ મૂર્તિઓ જાવા બેટમાંથી ડચલોકો ત્યાં લઈ ગએલા, અને હિન્દમાંથી વ્યાપાર અર્થે ત્યાં ગએલા વ્યાપારીઓએ જાવામાં હિન્દુધર્મનો અને વિદ્યા–જ્ઞાનનો પાયો નાંખેલો.

**અઢારમા સૈકામાં ઇંગ્લિશ લોકોએ પૂર્વના વ્યાપારનો હિસ્સો કેવી રીતે પોતાને કબજે લીધો?**

૧૦. યુરોપમાંના અજ્ઞાન–યુગની સમાપ્તિ થયા પછી હિન્દ સાથેનો વ્યાપાર વેનિસ બન્દરદ્વારા ચાલતો હતો; પણ પંદરમા સૈકાને અન્તે વાસ્કો ડી ગામાએ કેપનો ચક્રાવો ફરીને હિન્દમાં આવવાનો નવો માર્ગ શોધી કહાડ્યો તેથી વેનિસનો વૈભવ અસ્તગત થયો, અને વેનિસની પડતી થતાં પોર્ચુગાલ મહત્તા અને વ્યાપારી સાહસમાં આગળ વધ્યું. ઇસવી સનના સોળમા સૈકામાં એશિયાની

દક્ષિણના તમામ દરિયામાં—ઠેઠ ચીન સુધીના સમુદ્રમાં—પોર્ચ્યુગાલની સત્તા નીચે વ્યાપાર ચાલતો હતો; પરન્તુ સત્તરમા સૈકામાં પોર્ચ્યુગીઝ લોકોની જગા ડચ લોકોએ લીધી, અને તેઓ પણ પોર્ચ્યુગીઝોની પેઠે હિન્દીવ્યાપારથી ધનવાન થયા. તે પછી થોડેજ કાળે અઢારમા સૈકામાં ઇંગ્લિશ લોકોએ આવીને ડચ લોકો પાસેથી પૂર્વના વ્યાપારનો મોટો ભાગ પોતાને કબજે કરી લીધો. ખાસ ધ્યાનમાં રાખવાનું છે કે પાછલાં એક હજાર વરસમાં યુરોપની પ્રજાઓ એક પછી એક બળવાન અને ધનવાન થઈ તે મુખ્યત્વે કરીને પૂર્વના વ્યાપારદ્વારા જ થઈ છે. પ્રાચીન કાળમાં જેમ ફીનિશિયન અને આરબ લોકો હિન્દની મૂલ્યવાન કારીગરી અને પેદાશ લઈ જતા તેવી રીતે કૉન્સ્ટૅન્ટિનોપલ, વેનિસ, પોર્ચ્યુગાલ, હોલૅન્ડ અને ઇંગ્લૅન્ડ એ દેશો પણ ક્રમાનુક્રમે હિન્દની પેદાશ યુરોપમાં ખેંચી ગયા છે.

**ઇંગ્લન્ડની વ્યાપારી યુક્તિ.**

૧૧. અઢારમા સૈકામાં જ્યારે ઇંગ્લન્ડ હિન્દુસ્તાનમાંનાં સંસ્થાનો ઉપરની સત્તા સમ્પાદન કરી ત્યારે જે ધોરણે આયર્લૉંડ અને અમેરિકાના સંસ્થાનો સાથે ઇંગ્લન્ડ વ્યાપાર ચલાવતું હતું તે જ ધોરણે તે હિન્દ સાથે વ્યાપાર ચલાવતું. પોતાના તાબાના મુલકોમાંથી કાચો માલ મેળવી લેવો અને ઇંગ્લન્ડમાંના હુન્નર—ઉદ્યોગને ખુબ ખીલવવો એ માટે જ ઇંગ્લિન્ડનો પ્રયત્ન અને મતલબ હતાં. પોતાના હુન્નર—ઉદ્યોગની ખીલવણી થાય એટલા માટે ઇંગ્લન્ડે અનહદ જકાત મૂકીને બીજા દેશોની કારીગરી દબાવી દીધી. અમેરિકાનાં સંસ્થાનોએ જે વખતે પોતાની સ્વતન્ત્રતા જાહેર કરી તે જ વખતે તેઓ હુન્નર—ઉદ્યોગની ગુલામગિરીમાંથી છૂટકારો પામ્યાં; પણ આયર્લૅન્ડ અને

હિન્દુસ્તાન એ બન્ને દેશોને આ સહન કરતા રહેવાનું જ થયું. ઓગણીશમી સદીના આરંભકાળમાં આ બન્ને દેશના ઉદ્યોગો પૂરેપૂરી પડતી દશામાં આવી ગયા. ઈંગ્લન્ડમાં હુન્નર–ઉદ્યોગની ખીલવણી થઇ અને ત્યાં કારખાનાંના થોકેથોક વધી ગયા, અને વરાળથી કારખાનાં ચલાવવાની શોધથી ઈંગ્લન્ડનો ઔદ્યોગિક વિજય પૂર્ણત્વ પામ્યો.

**અબાધિત વ્યાપારવાદી(Free-trader) ઈંગ્લન્ડ.**

૧૨. તે પછી ઈંગ્લન્ડે ધીમે ધીમે ચોખ્ખી અને પ્રામાણિક વ્યાપારીનીતિનો સ્વીકાર કર્યો, અને અનહદ જકાત લેવાનો 'નૅવિગેશન ઍક્ટ' રદ કર્યો, અને હમણાં અબાધિત વ્યાપારવાદી દેશોમાં દુનિયા સમક્ષ ઈંગ્લૅન્ડ પ્રમુખપદે ઊભું રહેલું નજરે પડે છે. સદ્‌ગૃહસ્થો, હવે હું હિન્દુસ્તાનના હાલના જમાનાના ઔદ્યોગિક ઇતિહાસ સમીપ આવી પહોંચ્યો છું.

## અર્વાચીન સ્થિતિ.

**સંચા–યંત્રોનો વિજય એજ આપણા યુગનો વિજય છે.**

૧૩. આપણા યુગનો વિજય જગતનાં નિર્ણાયક યુદ્ધોમાં વરાળ અને વીજળીનો વિજય સદૈવ–સ્મરણીય રહેશે. ઉદાહરણ તરીકે, વરાળથી ચાલતા સંચાઓને લીધે હાથની શાળો ઉપર કામ કરનારાઓ તદ્દન પાછળ પડી ગયા છે, અને હિન્દુસ્તાનમાં સુતરાઉ કાપડ વણનારા લોકની સંખ્યા માત્ર ગયા એક દશકામાંજ સેંકડે ૨૩ ટકા જેટલી ઘટી ગઈ છે. રૂ સ્વચ્છ કરવાના અને દાબવાના કામમાં પણ સુધરેલા સંચાઓનો ઉપયોગ એટલો તો વધી ગયો છે કે એ કામ હાથથી કરનારા

મજુરોની સંખ્યા સેંકડે ૬૮ જેટલી ઘટી ગઈ છે. છતાં આ વણાટનો ધંધો જ બતાવી આપે છે કે, હુન્નરની આ સુધરેલી નવી પદ્ધતિઓનો યુક્તિપૂર્વક સ્વીકાર કરવાથી આપણા હિન્દી ઉદ્યોગ યૂરોપની બનાવટ સામે કેવી હરિફાઈ કરી શકે છે. મુમ્બાઈની મીલોમાં દર રોજ ૧,૭૦,૦૦૦ મજૂરોને કામ મળે છે, અને તે ઉપરાંત જીનિંગના કામમાં રોજ ૩૦,૦૦૦ મજુરોનો નિર્વાહ થાય છે. આશરે ચાળીશેક વરસ ઉપર આખા હિંદુસ્તાન દેશમાં માત્ર ૧૩ જ મિલો હતી. ૧૮૭૬ માં ૪૭ થઈ, ૧૮૮૬ માં ૯૫ થઈ, ૧૮૯૫ માં ૧૫૫ થઇ, અને ૧૯૦૪ માં ૨૦૩ થઈ; અને આજે એથી પણ વધારે સંખ્યામાં છે. ચાળીશેક વરસ ઉપર આપણા દેશમાં વરાળથી ચાલતી શાળોની સંખ્યા ૪૦૦૦ થી પણ ઓછી હતી, તે સંખ્યા ૧૯૦૫ માં ૪૭૦૦૦ થી પણ વધી છે. ચાળીશ વરસ ઉપર સુતર કાંતવાના સંચા (Sbindles)-ની સંખ્યા ૩૦૦૦૦ થી ઓછી હતી, અને ૧૯૦૪ માં એ સંખ્યા ૫૦૦૦૦૦ થી પણ વધી છે. લેં દેશાવરના ધમધોકાર ઉદ્યોગ સાથે સરખાવી જોતાં આ આંકડા નજીવા સરખા જણાશે, પરન્તુ એ ઉપરથી એટલું તો સમજાય છે કે આપણે ધીમે ધીમે આગળ વધતા જઈએ છીએ, અને જો સ્વહિત પ્રત્યે અને કર્તવ્ય પ્રત્યે આપણે વફાદારી રાખીશું તો ભવિષ્યમાં આથી પણ વધારે આગળ વધવાની આશા રહે છે. આપણા દેશમાં સુતરની વાર્ષિક નિપજ સુમારે સાઠ કરોડ પાઉન્ડ વજનની છે; અને એ ધ્યાનમાં રાખવા જેવું છે કે, એમાંથી સેંકડે ત્રીસ ટકા જેટલું વણાટકામ હાથની શાળોથી કામ કરનારો વર્ગ કરે છે.

૧૪. સદ્‌ગૃહસ્થો, આપણા દેશમાં કૃષિનો અને મિલોનો તથા હાથથી વણવાની શાળોનો ઉદ્યોગ એ બે મોટામાં મોટા ઉદ્યોગો છે.

**મિલોનો અને હાથની શાળોનો ઉદ્યોગ એ આપણા દેશનો સૌથી મુખ્ય ઉદ્યોગ છે.**

તેમાં મિલોના અને હાથની શાળોના ઉદ્યોગમાં આ પ્રમાણે ધીમે ધીમે વધારો થતો જોઇ, કોઇ સ્વદેશાભિમાની હિન્દી પુરુષને અભિમાન થાય તો તે યોગ્ય અભિમાન છે. ઘણું ખરૂં ચાલુ "સ્વદેશી" હિલચાલને પરિણામે અમદાવાદમાં તથા મુમ્બાઇમાં નવી મિલો નીકળી છે. વડોદરા જેવા ગરીબ સ્ટેટમાં પણ ઉદ્યોગની જાગૃતિ જણાય છે. લોકોને પ્રત્યક્ષ પદાર્થપાઠ આપવા સારૂ તથા ખાનગી મંડળીઓને મિલો કહાડવામાં ઉત્તેજન આપવાના હેતુથી વડોદરાના રાજ્ય તરફથી એક રૂની મિલ લગભગ વીશ વરસ કરતાં વધારે મુદ્દત સુધી ચલાવવામાં આવેલી. એ હેતુ હમણાં સફળ થયો છે, અને વડોદરા–સ્ટેટ મિલ એક ખાનગી મંડળીએ અમારી પાસેથી ખરીદ કરી લીધી છે, અને તે ઉત્તમ રીતે ચાલે છે. બીજી એક મિલ તૈયાર થઇ ગઇ છે અને તે ચાલુ થવાની તૈયારીમાં છે; અને ત્રીજી એક મિલ બાંધવાનું કામ ચાલે છે. આ સિવાય જીનિંગનાં અને વરાળનો ઉપયોગ કરનારાં બીજાં કારખાનાંની સંખ્યા આખા વડોદરા રાજ્યમાં કેટલાએ ગણી વધી ગઇ છે; અને કેટલાંક શહેરોમાં હાથથી કામ કરવાની શાળોની સંખ્યા બમણી થઇ છે. હિન્દુસ્તાનમાં વપરાતા જાડા સુતરાઉ કાપડની બાબતમાં, પરદેશની મિલોમાંથી આવતા માલને લીધે સ્થાનિક માલ પાછળ પડી જાય છે. મલમલ અને એવું બીજું ઝીણું કાપડ સ્થાનિક કરતાં પરદેશી બનાવટનું વધારે સસ્તું પડે છે; તેમ જ રંગ વગેરે ચિત્રવિચિત્રપણાને લીધે વધારે મોહક થઇ પડે છે. પૂર્વના દેશોની હાથથી વણવાની શાળો જે એક કાળે ઝીણામાં ઝીણા વાણા તાણાના વણાટ માટે અતિશય પ્રખ્યાત હતી તે આજે હિસાબમાં પણ ગણાતી

નથી. છીંટ વગેરે જે માલ ઇંગ્લૅન્ડ, ફ્રાન્સ અને જર્મનીથી આવે છે તે માત્ર હિન્દુસ્તાનના જ ઉપયોગ માટે નહીં પણ હિન્દની સરહદ બહાર ઇરાન અને અફઘાનીસ્તાનમાં પણ એનો ઉપાડ થાય છે.

**વણાટનો ઉદ્યોગ.**

૧૫. આ પ્રમાણે આપણા દેશના વણાટના ઉદ્યોગ માટે જેમ આપણને આનન્દ માનવાનું કારણ છે, તેમ જ તે માટે સતત શ્રમ અને ઉત્સાહ પૂર્વક પ્રયત્ન કરવાનાં પણ વિશેષ કારણો છે. હજુ તો આપણે વિજયના ઉંબરમાં જ ઊભેલા છીએ. આપણા દેશની સુતરાઉ કાપડ કહાડનારી મિલોએ ગયા વર્ષમાં ફક્ત ૬૦ કરોડ યાર્ડથી પણ ઓછું કાપડ કહાડેલું, અને તે ઉપરાન્ત ૨૦૦ કરોડ યાર્ડ કાપડ પરદેશોથી આયાત થએલું. આ પ્રમાણે આ ઉદ્યોગમાં અપરિમિત વિસ્તાર કરવાનો અવકાશ છે. આપણે અહિંથી ૨૧ કરોડ અને ૩૦ લાખની કિમ્મતનું રૂ નિકાસ કરવામાં આવ્યું, અને આ કાચા માલના બદલામાં અહિં ૩૯ કરોડની કિમ્મતનો પરદેશી બનાવટનો પાકો માલ આપણે આયાત કરવો પડ્યો. આ પ્રમાણે જોતાં આપણા દેશમાં આપણે દેશને જેટલું સુતરાઉ કાપડ એકન્દર જોઇએ છીએ તેનો એક ચતુર્થાંશ ભાગ આપણા દેશમાં આપણે તૈયાર કરી શકીએ છીએ. માટે જ્યાં સુધી આપણા દેશને જોઇતું તમામ કાપડ આપણે પોતે જ આપણા દેશમાં તૈયાર કરી શકીએ નહીં ત્યાં સુધી આપણે સ્વસ્થતાથી બેસી રહેવું જોઇએ નહીં.

**જ્યુટ અને ઊનનો ઉદ્યોગ.**

૧૬. સદ્‍ગૃહસ્થો, હિન્દુસ્તાનના સુતરાઉ કાપડના ઉદ્યોગ સમ્બન્ધી મેં જે વિવેચન કર્યું છે તે બીજા કેટલાક ઉદ્યોગો કે જેમાં વરાળના ઉપયોગની જરૂર છે તેને પણ કેટલેક અંશે લાગુ પડે છે. જ્યુટ

( Jute ) ના ઉદ્યોગ માટે બંગાળા પ્રાન્ત પ્રસિદ્ધ છે, અને મને લાગે છે કે દર વર્ષે એ ઉદ્યોગ ત્યાં વધતો જાય છે. ૧૮૯૫ માં ત્યાં જ્યુટની મિલોની સંખ્યા ૨૮ ની હતી તે ૧૯૦૪ માં ૩૮ સુધી વધી છે. ઉત્તર હિન્દમાં અને પંજાબમાં મળીને ઊનની ઘણું કરીને ૭ મિલો ચાલે છે, અને એમાં ૧૮૯૫ માં ૨૨॥ લાખ પાઉન્ડ વજનનો માલ નીકળેલો તે વધીને ૧૯૦૪ માં ૩૨॥ લાખ પાઉન્ડ થએલો. મને સંપૂર્ણ આશા છે કે સુતરાઉ કાપડના ધંધામાં યશસ્વી થએલા આપણા સ્વદેશી બન્ધુઓ પોતાનું ઉદ્યોગ-ક્ષેત્ર વિશેષ વિસ્તૃત કરશે અને જ્યુટ તથા ઊનના ઉદ્યોગો પણ ખીલવશે.

**રેશમનો ઉદ્યોગ.**

૧૭. રેશમનો ઉદ્યોગ એ હિન્દુસ્તાનના પ્રાચીન ઉદ્યોગોમાંનો એક ઉદ્યોગ છે; પણ અઢારમી સદીની અને ઓગણીશમી સદીના આરમ્ભકાળની ઉદ્યોગો ડુબાવનારી વ્યાપારીનીતિને લીધે એ ઉદ્યોગ બીજા ઉદ્યોગોની પેઠે પડી ભાગ્યો છે. તે છતાં હાલમાં એ ઉદ્યોગના સુધારાનાં આછાં ચિહ્નોની કાંઈક ઝાંખી થાય છે. હિન્દના ઘણા ભાગમાં તાસર (Tassar) જાતનું રેશમ થાય છે, અને તેનો ઘણો જથો યુરોપ તરફ નિકાસ કરવામાં આવે છે. આસામ પ્રાન્તની સ્ત્રીઓ રાષ્ટ્રીય પોશાક તરીકે રેશમી વસ્ત્રો જ વાપરે છે, અને દરેક કુટુમ્બમાં જેટલી રેશમી સાડીઓની જરૂર હોય તેટલી સાડીઓ તે કુટુમ્બ જ વણીને તૈયાર કરી લે છે. બીની પરીક્ષા કરવાની શાસ્ત્રીય પદ્ધતિનો સ્વીકાર કરીને હમણાં બંગાળામાં કેટલાક સુધારા કરવામાં આવ્યા છે. રેશમના કીડા ઉત્પન્ન કરવાનો પંજાબમાં ફરીથી પ્રયત્ન કરવામાં આવ્યો હતો, પણ તેમાં યશપ્રાપ્તિ થઈ નથી. કાશ્મીરમાં આ ઉદ્યોગ અસલનો છે, અને કાશ્મીરની સરકાર તેને

ખીલવવાનો પ્રયત્ન કરે છે. સુધારામાં આગળ વધેલા જ્ઞાનવિભુષિત મહિસુરના રાજ્યમાં આ ઉદ્યોગ તરફ બહુ જ ધ્યાન આપવામાં આવે છે; અને વડોદરા રાજ્યમાં પણ આ ઉદ્યોગના પ્રસાર અને અભિવૃદ્ધિ માટે હું પ્રયત્ન કરૂં છું. ૧૯૦૪ માં આ ઉદ્યોગનાં કારખાનાંની સંખ્યા હિન્દુસ્તાનમાં ૭૫ હતી, અને રેશમની મિલોની સંખ્યા માત્ર ૧૧ ની હતી; પણ તે સિવાય ઘણું રેશમ ઘરગતુ રીતે તૈયાર થાય છે.

**બીજા ઉદ્યોગો.**

૧૮. સદ્‌ગૃહસ્થો, હજી સુધી મેં જે કંઈ કહ્યું છે તે માત્ર વણાટના ઉદ્યોગ સમ્બન્ધીજ કહ્યું છે, અને હિન્દુસ્તાનમાંના બીજા ઉદ્યોગો માટે લંબાણથી વિવેચન કરવાનો મને વખત નથી. ત્રાંબા પિત્તળનાં વાસણો વાપરવાનો વહિવટ હિન્દુસ્તાનમાં ઘણા જૂના કાળથી ચાલ્યો આવે છે, પણ હમણાં યુરોપથી આવતાં એનેમલની ધાતુનાં લોખંડી વાસણોને લીધે ત્રાંબા પિત્તળનાં વાસણો ભયમાં પડયાં છે. એલ્યુમિનિયમનો ઉદ્યોગ નવો છે; અને આપણા દેશમાં તે ખીલવવા માટે મદ્રાસના મિ. ચેટર્ટનના આપણે આભારી છીએ.

**ભૂસ્તરવિદ્યાને આધારે થયેલી તપાસ–તેનું પરિણામ.**

૧૯. હાલની ભૂસ્તરવિદ્યાની તપાસ તથા શોધને પરિણામે મધ્ય હિન્દમાં અજાણપણે પુષ્કળ લોખંડ દટાઇ રહેલું હતું તે વાત ઉપર પ્રકાશ પડયો છે; અને તેથી લોઢાનો ઉદ્યોગ ખીલવવા માટે પુષ્કળ અવકાશ છે. આજ સુધીમાં શોધી કહાડવામાં આવ્યું છે તે ઉપરાન્ત બીજું વધારે લોઢું પણ આપણા દેશમાં કેટલેક સ્થળોએ દટાઇ રહેલું હશે એમ ખાત્રી થાય છે, અને જો, મારા મિત્ર મિ. તાતાની મંડળીની પેઠે, બીજી થોડી સાહસિક

મંડળીઓ ઊભી થાય અને તે લોઢાની ખાણો સમ્બન્ધી તપાસ અને અખતરો કહાડે તો, તેમને જરૂર યશ મળે એવી આશા છે. જો આપણા દેશના કોયલાની જાતને સુધારવામાં આવે, અને લાવવા લઇ જવાનું ખર્ચ હાલના કરતાં ઓછું પડે, એમ બધાં સાધનો સસ્તાં અને સરળ કરવામાં આવે તો પરદેશથી પુષ્કળ માલ આયાત કરવા કરતાં આપણા દેશની ભઠ્ઠીઓમાંજ લોઢું ગાળવાનું વધારે લાભકારક થાય એમ લાગે છે. મિ. તાતાની યોજના માટે જેમણે લોખંડની ખાણો શોધી કહાડી તે સમર્થ ભૂસ્તરશાસ્ત્રી **મિ. પી. એન. બોસને** આપે આ પરિષદની સ્વાગત- સભાના અધ્યક્ષ નીમ્યા છે એ જાણીને મને આનન્દ થાય છે. મિ. તાતાના પુત્રની સાથે મને હમણાં જ વિલાયતમાં મુલાકાત થઇ હતી, અને તેઓ મિ. તાતાની યોજના અમલમાં મુકવાનો વિચાર ચલાવે છે. ૧૯૦૪માં લોઢાનાં કારખાનાંની સંખ્યા હિન્દમાં ૮૯ ની હતી; અને આશા રહે છે કે એ સંખ્યામાં બહુજ ટૂંકા સમયમાં ઘણો વધારો થશે.

**બંગાળાની કોયલાની ખાણો.**

૨૦. બંગાળામાં ખનિજ કોયલાની ખાણો પુષ્કળ છે. આખા હિન્દમાં ૧૯૦૪ ની સાલમાં એકંદર બે કરોડ રૂપિયાની કિમ્મતના એંશી લાખ ટન કોયલા નીકળ્યા, તેમાં શીતેર લાખ ટનથી પણ વધારે કોયલા એકલા બંગાળામાંથી જ નીકળેલા હતા. આ આંકડા આપને ભારે જણાશે પણ ઇંગ્લન્ડમાં દર સાલ વીશ કરોડ ટન જેટલા કોયલા નીકળે છે ત્યાં આપણા આઠ લાખ ટનનો શો હિસાબ ? આપણા લોકો આ ઉદ્યોગમાં જોડાય છે ખરા, પરન્તુ ભંડોળ અને ઔદ્યોગિક જ્ઞાન એ બે બાબતોની ખામીને લીધે તેમને બહુ જ

જરૂરત પડે છે. મને જણાવવાને આનંદ થાય છે કે, ઈંગ્લન્ડ જઈને કોયલાની ખાણોના ઉદ્યોગનું આનુભવિક જ્ઞાન સંપાદન કરનારા કેટલાક તરૂણ હિન્દીઓને વડી સરકારે કેટલીક સ્કોલરશીપો આપી છે. કોયલાનો ઉદ્યોગ એટલો મહત્વનો છે કે તેનો ઉપયોગ મોટા પ્રમાણમાં બીજા ઉદ્યોગોમાં પણ થાય છે. ઈંગ્લન્ડ દેશ હાલની સ્થિતિએ પહોંચ્યો છે તેનાં બીજાં બધાં કારણોમાં ખનિજ કોયલા અને લોખંડના ઉદ્યોગો એ મુખ્ય કારણ છે.

**ઘણું ખરૂં વરાળની મદદથી ચાલતા ઉદ્યોગો.**

૨૧. મુખ્યત્વે કરીને વરાળની મદદથી ચાલતા મુખ્ય ઉદ્યોગો અને તેને લગતા આંકડા આપ વધારે સરળતાથી જોઈ શકો એટલા માટે હું કોષ્ટકના આકારમાં જણાવું છું. તે નીચે પ્રમાણે છે:—

| | ૧૮૯૫ | ૧૯૦૪ |
|---|---|---|
| સુતરાઉ કાપડની મિલો ... ... ... ... | ૧૪૮ | ૨૦૩ |
| જ્યુટ ( Jute ) ની મિલો... ... ... ... | ૨૮ | ૩૮ |
| ઊનના કાપડની મિલો... ... ... ... ... | ૫ | ૬ |
| રૂ (Ginning) સાફ કરવાની અને દાબવાની મિલો. | ૬૧૦ | ૯૫૧ |
| આટાની મિલો.... ... ... ... ... | ૭૨ | ૪૨ |
| ચોખાની મિલો... ... ... ... ... ... | ૮૭ | ૧૨૭ |
| ખાંડની મિલો... ... ... ... ... ... | ૨૪ | ૨૮ |
| રેશમ કાંતવાનાં કારખાનાં... ... ... ... | ૮૯ | ૭૧ |
| રેશમની મિલો... ... ... ... ... | ૨૮ | ૧૧ |

| | | |
|---|---|---|
| ચામડાં કેળવવાનાં કારખાનાં ... ... ... | ૬૦ | ૩૫ |
| તેલની મિલો ... ... ... ... ... ... | ૧૬૩ | ૧૧૨ |
| લાખનાં કારખાનાં ... ... ... ... ... | ૧૦૩૮ | ૧૨૮ |
| લોઢાનાં ને પિત્તળનાં કારખાનાં... ... ... | ૬૪ | ૮૯ |
| ગળીનાં કારખાનાં ... ... ... ... ... | ૨૨૫ | ૪૨૨ |

**આપણી હાલની સ્થિતિનું દિગ્દર્શન.**

૨૨. ઉપરના આંકડા ઉપરથી હિન્દમાં વરાળની મદદથી ચાલતા મુખ્ય મુખ્ય ઉદ્યોગોના સંબંધમાં આપણી હાલની સ્થિતિનું દિગ્દર્શન થઇ શકે છે. સુતરાઉ કાપડ જેવા કેટલાક ઉદ્યોગની બાબતમાં હજી આપણે વિજયના ઉંબરમાંજ અટકેલા ઊભા છીએ; કેમકે આપણને એકંદર જેટલા માલની જરૂર છે તેનો ચોથો જ ભાગ આપણા દેશમાં તૈયાર થઇ શકે છે. ઊનના કાપડના અને જ્યુટ (Juto) ના ઉદ્યોગોમાં તો હજી લગભગ સર્વ આધાર આપણે યૂરોપના ભંડોળ અને સાહસ ઉપર રાખવો પડે છે. આપણે પોતે તો એ દિશામાં કશો આરંભ જ કર્યો જણાતો નથી. ખાંડના અને ચામડાં કેળવવા જેવા ત્રીજા વર્ગના ઉદ્યોગોની બાબતમાં છેલ્લાં દશ વર્ષમાં આપણે તદ્દન પાછળ પડીગયા છીએ. લોખંડ જેવા ચોથા વર્ગના ઉદ્યોગોમાં આપણા દેશનાં કારખાનાંથી આપણી જરૂરીઆત પૂરી પડતી નહોવાથી આપણે હજી પણ યૂરોપ ઉપર આધાર રાખવો પડે છે. અને એટલા માટે હું એક વાર આગળ કહી ગયો છું તે જ શબ્દો ફરીથી કહું છું કે, "આપણે આશા રાખવાનાં કારણો છે, પણ હર્ષથી ફુલાઇ જવાને બીલકુલ નહીં; ભવિષ્યમાં વિજય મેળવવા માટે આપણે ઉત્સાહ પૂર્વક સતત પરિશ્રમ કરવાની ખાસ જરૂર છે, અને જો આપણે આપણા

પોતા પ્રત્યે વફાદાર રહીશું તો જરૂર સફલતા મેળવી શકીશું."

**ઘેર કામ કરનારા-કારીગરોને મદદ-કરવાની પહેલી-જરૂર.**

૨૩. આપણી હાલની સ્થિતિનું આ સંક્ષિપ્ત નિરીક્ષણ પૂરું કરતાં મારે આપને એક હકીકત નિવેદન કરવી જોઇએ. જેમાં યુરોપીઅન ભંડોળો રોકાય છે એવા આપણા દેશની મીલોના, વ્હાણા, ગળીના, કોફીના અને બીજા ઉદ્યોગો તરફ આપણું સ્વાભાવિક રીતે જ લક્ષ જાય છે. પરન્તુ આપણે જાણીએ છીએ કે હિન્દના એકન્દર કામ કરનારા લોકની સંખ્યા આગળ ઉપરનાં કારખાનાંઓમાં કામ કરનારા મજુરોની સંખ્યા નજીવીજ છે. આપણા દેશમાં કારીગરો અને કસબી લોકોની મોટી સંખ્યા તો ઘર આગળ અને બજારમાં કામ કરે છે. હિન્દુસ્તાનના લોકો પોતાના ઘર આગળ જ હુન્નર—કસબ કરનારા છે, અને એ ચાલ દેશમાં રહેશે જ. આપણા દેશમાં સેંકડો અને હજારો લોકો મિલોમાં અને કારખાનાંઓમાં કામે જાય છે. પણ લાખો અને અને કરોડો લોકો તો પોતાનો હુન્નર—કસબ ઘેર બેઠાં જ કરે છે. અને હિન્દુસ્તાનમાં મિલો અને કારખાનાંની સંખ્યા વધારી દઈને જેઓ હિન્દના લોકની સ્થિતિ સુધારી દેવાનું ધારે છે, તે તો જેઓ છ હજાર માઈલ દૂર બેઠે બેઠે વિચારો ઘડનારાઓ છે તેમને માટે સમ્ભવિત છે? નહીં સદ્‌ગૃહસ્થો, એ શકય નથી. આપણા દેશના ઉદ્યોગી વર્ગની સ્થિતિ સુધારવા માટે પહેલાં ઝૂંપડાંમાં રહેનારા લોકોને મદદ કરવાની કોઈ વ્યાપક યોજના ઘડવી જોઈએ. જે લોકો પોતાના ગરીબ ઘરમાં રહીને બાપદાદાનો ધંધો ચલાવ્યાં જાય છે તેવા શાળવીઓ, ગામડાના અને શહેરના વણકરો, કંસારા, સુતાર, લુવાર, કુંભાર, કલાઈઘડા, વગેરેના તરફ આપણે

લાગણી રાખીને તેમને મદદ કરવી જોઇએ. અને ( ખેડુતો કે કારખાનાંના મજુરો કરતાં ) આ લોકો વધારે કંગાળ સ્થિતિમાં છે, અને દુકાળના પ્રથમ ભોગ થઈ પડે એવી સ્થિતિમાં છે. જો આપની " સ્વદેશી " હિલચાલથી આ અપ્રસિદ્ધ અને દુઃખિયારા લાખો લોકોને કાંઈ આશ્વાસન મળ્યું હોય, ( મને લાગે છે કે કાંઇક મળ્યું છે ), એમના માલનો વધારે ઉપાડ થવા લાગ્યો હોય, અને એમનાં શોકાતુર અને તિમિરમય ઝૂંપડાંમાં કાંઈક આનન્દ અને પ્રકાશ દાખલ થયાં હોય, તો સદ્‌ગૃહસ્થો, એ હિલચાલ તરફ મારી અન્તઃકરણ પૂર્વક સહાનુભૂતિ છે. મોટા ઉદ્યોગોને મદદ કરો અને ઉત્તેજન આપો; પણ જેવાં ગામડાંના કરોડો લોકો કામે લાગેલા છે તેવા નાના ઉદ્યોગોને પણ મદદ કરો અને ખીલવો. એમ કરશો તો હિન્દુસ્તાનના લોકો અને હિન્દના કારભારમાં જોડાએલા હિસ્તવીઓ બન્ને તમારા કાર્યની પ્રશંસા કરશે, અને તમારૂં કામ આશીર્વાદ રૂપ ગણાશે.

## આપણી મુશ્કેલીઓ અને તે દૂર કરવાના ઉપાય.

**પાશ્ચાત્ય રાષ્ટ્રો સાથે આપણે તેમનાં જ હથિયારો કામેલગાડીને બાથ ભીડવી જોઇએ.**

૨૪. સદ્‌ગૃહસ્થો, આ બધું જણાવ્યાથી, આપણા માર્ગમાં જે જે અડચણો છે તેમનાથી હું અજ્ઞાત છું, કે એ મુશ્કેલીઓ હું ઓછી ગણું છું, એમ નથી. છેલ્લા બે સૈકાઓમાં આપણે જેટલા નીચે પડી ગયા છીએ, તેટલું જ આપણે ઊંચે ચઢવાનું છે. આપણે—અજ્ઞાન અને ગરીબાઈમાં આવી ગએલી પ્રજાને–દુનિયાની સૌથી ધનવાન, સુશિક્ષિત અને કળાકૌશલ્યવાળી પ્રજાઓ સાથે

સ્પર્ધામાં ઉતરવાનું છે. આપણી પ્રાચીન પદ્ધતિઓ સાથે આપણે હાલની પદ્ધતિઓ અને અર્વાચીન શોધોની ટેવ પાડવી જોઇયે, અને પછી એ અર્વાચીન શોધો કરનારાઓ ઉપર આપણે વિજય મેળવવો જોઈએ. આપણે પશ્ચિમની પ્રજાઓ સાથે તેમણે જ પસન્દ કરેલાં હથિયારો વાપરીને દ્વંદ્વ યુદ્ધ કરવાનું છે; અને એમનાં એ હથિયારો જે જેમનાથી આપણે હજી સુધી અપરિચિત છીએ, તે જ હથિયારો વડે આપણે એ હથિયારોના માલિક સામે સમરક્ષેત્રમાં ઊભા રહેવાનું છે અને તેમના ઉપર વિજય મેળવવાનો છે. આપણા હિન્દુસ્તાનમાં ઇંગ્લૅન્ડ, અમેરિકા, અને જર્મની પોતાનો સંખ્યાબન્ધ પાકો માલ મોકલ્યાં કરે છે, તો આપણે આપણી ઉછરતી મિલો અને શરૂઆતનાં લોખંડનાં કારખાનાંમાં થતા માલવડે તેની સામે ટક્કર લેવી જ જોઇએ.

**ઉદ્યોગ ધંધાઓ નાશ પામવાની બીક.**

૨૫. આથી, આપણા ઉદ્યોગ ધંધાઓ નાશ પામવાની બીક આપણી સમક્ષ થાય છે. તમે તમારી જૂની પદ્ધતિઓ અને કામ કરવાની જૂની રીત-રસમોને વળગી રહો તો તમારા હુન્નર ઉદ્યોગોનો નાશ થાય જ. જે પ્રબળ હોય તેનો વિજય થાય એવો ચોક્કસ નિયમ છે, અને ખરેખરી સ્વદેશી હિલચાલ ઉપરથી પણ તમને એવો જ ઇશારો સૂચવાયલો હોવો જોઇયે. વરાળનાં એન્જિનો, વીજળીનો ધમધમાટ, અને માલ લઇજવા લાવવાનાં સરળ અને સુલભ સાધનો—એ સૌ વડે પરદેશોનાં બજારોમાં તૈયાર થયેલો સસ્તો અને દેખાવડો માલ આપણા દેશનાં બજારોમાં પુષ્કળ ઠલવાય છે, તે પ્રસંગ ધ્યાનમાં લઈને પરદેશી માલની ભરતી સામે અક્કલહુશિયારીથી તથા કળાકૌશલ્યથી શી રીતે કમ્મર બાંધવી,

તે તમે શીખો. કુદરતની સાથે ભળી જઇને કુદરતનાં છૂપાં રહસ્યો શોધી કહાડો અને બહાર લાવો, એની શક્તિઓ ઉપર વિજય મેળવો, અને તેનો સ્વેચ્છાનુસાર ઉપયોગ કરતાં શીખો, અને કુદરતને મનુષ્યની દાસી બનાવો. મનુષ્યની સ્થિતિ સુધારવામાં કુદરતનો ઉપયોગ કરો. એક બાજૂએ, કળા-કુશળતા, ભંડોળ અને સુવ્યવસ્થિત સાહસ અને બીજી બાજૂએ અજ્ઞાન, આળસ, અને દારિદ્રય, એ એની સરસાસરસીનું પરિણામ એક જ આવવું અશકય છે. સમ્પસમ્પીને એકમતે કામ કરતાં શીખો, એટલે આ યુદ્ધમાં વિજય પામવાના યોગ તમને મળશે અને તમારા સઘળા પ્રયત્નો સાર્થક થશે.

**સ્વદેશી હિલચાલ એ આપણી ઉપયોગિતાનું બહુ જોરાવર હથિયાર છે.**

૨૬. ઉપર જણાવ્યું તેમ થયેથી, બરાબર સમજાય તો, સ્વદેશી હિલચાલ એક બહુ જ ઉપયોગી, કરકસરવાળું અને પ્રબળ સાધન થઈ શકે એમ છે. જેમ બને તેમ કમી ખર્ચમાં જેટલો બની શકે તેટલો વધારે માલ તૈયાર થઈ શકે તે જ ખરેખરી સ્વદેશી હિલચાલ છે. સ્વદેશી ઉદ્યોગ-હુન્નરની અભિવૃદ્ધિ કરવાનો જે સ્વદેશી હિલચાલનો ઉદ્દેશ છે, એમાં અર્થશાસ્ત્ર વિષયક કોઈ પ્રકારની ખામી હોઈ શકે જ નહિ. સ્વદેશી માલ વાપરવામાં જરા વધારે ખર્ચ પડે છે, અને થોડી અગવડ પણ ભોગવવી પડે છે. પરન્તુ સ્વદેશાભિમાનની ખાતર એ બધું ખુશીથી વેઠી લેવું જોઇયે. પણ યાદ રાખવું જોઇએ કે, દેશી માલની જાતમાં સુધારો અને કિમ્મતમાં પરદેશી માલની સાથે સરખામણીમાં ચઢે એવો ઘટાડો થયા વિના, કોઈ પણ સ્વદેશી હિલચાલ જાયુકની ફત્તેહ મેળવી શકે નહિ. આટલું જો થાય તો પછી, કોઈ

નિપુણમાં નિપુણ અર્થશાસ્ત્રી પણ તમારા "સ્વદેશી" હિલચાલના સંરક્ષક હથિયાર ઉપર કટાક્ષ કે વ્યંગ કરી શકશે નહિ.

**હિન્દુસ્તાનનો ખાંડનો ઉદ્યોગ.**

૨૭. ઉપર જણાવેલી હરકતોને લીધે, આપણા હુન્નર ઉદ્યોગો શી રીતે પડતી સ્થિતિમાં આવ્યા તેનું એક જ ઉદાહરણ બસ થશે. હિન્દુસ્તાનમાંથી ખાંડની નિકાસ, એ તો જાણે એક ભૂતકાળના ઇતિહાસની જ વાત હોય, એવું થઈ ગયું છે. જર્મની અને ઑસ્ટ્રિયા-હુંગ્રાની 'બીટ'ની ખાંડના હુમલાએ હિન્દી ખાંડને પોતાના કિલ્લામાંથી હાંકી કહાડી છે. પરદેશી ખાંડ ઉપર વધારે જકાત મૂકવામાં આવે તે છતાં વધારે ઉદાર હક્ક ભોગવતી આ ખાંડ હિન્દુસ્તાનમાં આવીને હિન્દુસ્તાનની ખાંડ ઉપર વિજય મેળવે છે. આ ગરબડને લીધે હિન્દી ખાંડને કેટલું નુકસાન ખમવું પડયું છે, એ હકીકત બહુ વિચારવા જેવી છે. એનું કારણ શોધવા બહુ દૂર જવું પડે એમ નથી. કાયદાની સત્તાવડે ફક્ત કૃત્રિમ પ્રતિબન્ધોનું નિવારણ થઈ શકે છે; વધારે કર મૂકવાથી એના ભોગવટાના ઉદાર હક્ક કે એવી એને મળતી બીજી મદદમાં થોડોક ઘટાડો થઇ શકે; પરન્તુ હિન્દુસ્તાનમાં ખાંડ તૈયાર કરનારાઓની સ્થિતિ તદ્દન પડતી દશામાં જ આવી ગઇ છે, અને એમને જે ખરાબ સંજોગોમાં એમનું કામ કરવાનું છે. એ અનિષ્ટ અને હાનીકર્તા હકીકતનાં કારણોનો શો ઉપાય થઈ શકે એમ છે? હિન્દી ખાંડની માગણી એટલી બધી છે કે સ્વદેશી ખાંડ બનાવનારાઓ તે માગણીને પહોંચી વળે એમ છે જ નહિ. એમ છતાં એ ખાંડ બનાવવામાં એટલું બધું ખર્ચ પડે છે કે, યૂરોપિયન સરકારની મદદ (Bounty) વડે પુષ્ટ થયેલી 'બીટ' (Beet-root

Sugar) ની ખાંડ લાવીને વેચવાનું, હિન્દી ખાંડ હિન્દનાં બજારોમાં વેચવા કરતાં, ઘણું જ ફાયદા ભરેલું પડે છે. આપણા દેશમાં શેરડી કરનારાઓ અને ખાંડ બનાવનારાઓની પદ્ધતિ એવી છે કે, તેઓ ઘણા કાચા માલનો નિરર્થક ઉપયોગ કરી દે છે. તેઓ કળાકૌશલ્યના વિજ્ઞાનની છેલ્લી શોધોથી તદ્દન અજાણ્યા હોવાથી બાપદાદાની જૂના વિચારની અસલી પદ્ધતિઓને વળગી રહે છે.

**મદ્રાસમાંનો ચામડાં કેળવવાનો ધંધો.**

૨૮. તેવીજ રીતે પૂર્ણત્વ પામેલા યાંત્રિક વિજ્ઞાનશાસ્ત્ર અને સુધરેલી પદ્ધતિઓમાં અજાણપણું હોવાથી મદ્રાસમાંનો ચામડાં પકવવાનો ધંધો નાશ પામ્યો છે. હિન્દુસ્તાનમાં કેળવેલાં ચામડાં વેચાતાં લેવા કરતાં અમેરિકામાં નવી સુધરેલી પદ્ધતિએ સ્વચ્છ કરવામાં આવેલાં ચામડાં વધારે ફાયદા ભરેલાં અને સગવડવાળાં પડે છે. તેજ પ્રમાણે રાસાયનિક ક્રિયાવડે તૈયાર થતી ગળીની બનાવટ અને કોલ–ટાર (Coal–tar) માંથી બનતા બીજા પદાર્થોને લીધે કૃષિના રસાયનશાસ્ત્રમાં પણ એક જાતની ક્રાન્તિ થઇ છે. કૃત્રિમ ગળી બનાવનારાં **જર્મની** દેશનાં કારખાનાંમાંથી કૃત્રિમ ગળી આખી દુનિયાનાં બજારોમાં સસ્તે ભાવે જથાબન્ધ જતી હોવાથી બંગાળાના ગળીના વ્યાપાર ઉપર બહુ જ માઠી અસર થવા પામી છે. આપણા દેશમાંથી બહાર દેશાવર ખાતે ઇ. સ. ૧૮૯૫ માં શુમારે **પાંચ કરોડ ત્રીશ લાખ રૂપિયાની** ગળી મોકલાયેલી. આ પ્રમાણે કમી થતાં થતાં બીજા દશકામાં **માત્ર સાઠ લાખ** ઉપર આવ્યું. આટલો જલદી આવો મોટો ઘટાડો થયેલો જોઇને મિકૉબર સરખા આશાવાદી મનુષ્યોને પણ ગભરામણ થયેલી. **જર્મની**, બેલ્જિયમ અને

હોલન્ડમાંથી ઇ. સ. ૧૯૦૫ માં જૂદી જૂદી જાતનો રંગ પણ શુમારે ૭૫ લાખ રૂપિયાનો આવેલો, અને "ઍનિલાઇન" તથા "ઍલિઝુરાઇન"-ના રંગોએ હિન્દી રંગરેજોને તેમના પોતાના દેશના બજારમાંથી હાંકી કહાડયા છે.

**આપણી લાચારી કમી કરવાના અને આપણા દેશની સાધનસમ્પત્તિ વધારવાના ઉપાયો.**

૨૯. આપણી આ લાચારી ઓછી કરવાની અને આપણા દેશની ઔદ્યોગિક સાધનસમ્પત્તિઓ વધારવાની ફરજ આપણા સર્વને માથે એક સરખી છે. હિન્દી વ્યાપાર સમ્બન્ધી આંકડાઓ બરાબર મનનપૂર્વક અભ્યાસ કરવા જેવા છે. એ આંકડાઓ આપણને જણાવે છે કે, ઈ. સ. ૧૯૦૫ માં હિન્દુસ્તાનમાંથી બહાર દેશાવર ખાતે નિકાસ થયેલા માલ પૈકી સેંકડે ૬૯ ટકા જેટલો માલ ચોખ્ખો ખેતીની પેદાશનો હતો, એટલે આ નિકાસ થવાથી સ્થાનિક કારીગર વર્ગને કે ભંડોળવાળાને કશોયે રોજગાર મળેલો નહિઃ માત્ર જમીન ખેડવામાં જે કાંઈ માણસોને રોજગાર મળ્યો હોય કે થાપણ રોકાયેલી હોય તેટલું જ. તે જ વરસમાં પરદેશથી આપણા દેશમાં આયાત થયેલા માલ પૈકી સેંકડે ૫૯ ટકા જેટલો માલ કારખાનામાં તૈયાર થયેલો પાકો માલ હતો. એ માલના સમ્બન્ધમાં આપણી જરૂરીઆતો આપણે પોતે શી રીતે પૂરી પાડી શકીએ તે વિષે આપણે તદ્દન અજાણ્યા હોવાથી આપણે વિદેશીય કૌશલ્ય, વિદેશીય ભંડોળ, અને વિદેશીય સાહસ ઉપર આધાર રાખી રહેવું પડેલું. કોઈ પણ દેશની ઔદ્યોગિક અભિવૃદ્ધિના સમ્બન્ધમાં અટકળ કરવી હોય તો તે દેશમાંથી બહાર દેશાવર ખાતે નિકાસ થતા માલ પૈકી કારખાનામાં

તૈયાર થયેલા અને કાચા માલના પ્રમાણ ઉપરથી તેનો અડસટ્ટો થઇ શકે છે. તે જ પ્રમાણે દેશાવર ખાતે નિકાસ થતા માલ પૈકી કેટલો માલ તૈયાર થયેલો પાકો છે, અને કેટલો કાચો છે તેના આંકડા ઉપરથી એની ઔદ્યોગિક અભિવૃદ્ધિનું અનુમાન થઈ શકે છે. દેશાવર ખાતે નિકાસ થતા તૈયાર કરેલા પાકા માલના અને પરદેશથી આયાત થતા કાચા માલના સમ પ્રમાણ ઉપરથી, અને પરદેશમાં નિકાસ થતા કાચા માલના તથા પરદેશથી આયાત થતા પાકા માલના વ્યસ્ત પ્રમાણ ઉપરથી કોઇ પણ દેશની ઔદ્યોગિક અભિવૃદ્ધિનું અનુમાન થઇ શકે છે. આ એક ઔદ્યોગિક અર્થશાસ્ત્રનો સુરક્ષિત અને વિશ્વાસપાત્ર નિયમ છે.

પરદેશો સાથે હિન્દુસ્તાનના વ્યાપાર સંબન્ધી બીજી એક દિલગીરી ભરેલી હકીકત એ છે કે, 'હિન્દુસ્તાનમાંથી બહાર દેશાવર ખાતે નિકાસ થતા માલના પ્રમાણ કરતાં પરદેશથી હિન્દમાં આયાત થતા માલનું પ્રમાણ હમ્મેશાં વધારે હોય છે, અને એ હકીકત લોકની આબાદીને બીલકુલ મદદ કરનારી નથી, પણ દેશની નિર્ધનતા વધારનારી છે.

**પરદેશી ભંડોળ અને પરદેશી લોકના સાહસની આપણે ગુલામગિરી કરીએ છીએ.**

૩૦. પરદેશીઓના ભંડોળ અને પરદેશીઓના સાહસની ગુલામગિરી કરવામાં આપણે કશુંયે અધુરું રાખ્યું નથી. આપણા દેશની રેલવે યૂરોપમાંની થાપણો ઉપર ચાલે છે; આપણા દેશની ઘણી ખાણોનો સઘળો નફો અમેરિકન લોકોને મળે છે. એટલું જ નહિ પણ આપણાં ઘરમાં વપરાતી રોજની ચીજો માટે આપણે પરદેશી લોકના વ્યાપાર રોજગાર ઉપર દિવસે દિવસે વધારે આધાર રાખવાનું થતું જાય છે. આપણને અન્ન, વસ્ત્ર, મોજમઝાનાં અને

એશઆરામનાં સાધનો, તથા દિવાબત્તીનાં, તેમજ ન્હાવા ધોવાનાં અને મુસાફરી કરવાનાં, રહેવાનાં વગેરે સાધનો પરદેશી કારીગરો જ પૂરાં પાડે છે. આપણા હુન્નર અને ઉદ્યોગો પડતીના તોફાની કિનારા ઉપર છે, અને ત્યાંથી નીચે વિનાશમાં પડશે એવો ભય હમ્મેશ રહ્યાં કરે છે. આપણા દેશની આ ભયભરેલી સ્થિતિમાંથી, તથા એને પશ્ચિમની પ્રજાઓની ગુલામગિરી કરવી પડે છે તેમાંથી, આપણા દેશને છોડાવવા તરફ આપણા લોકોનું જબરૂં ધ્યાન ખેંચાયું છે, અને આપણા દેશને લાગેલા આ રોગના નિવારક ઉપાયો શોધવામાં દરેક સ્વદેશાભિમાની અને દરેક બાહોશ પુરુષ, સઘળાઓ પૂરેપૂરા વિચારમાં રોકાયેલા છે. સદ્‌ગૃહસ્થો, આપ સઘળાઓએ આ સમ્બન્ધી ધ્યાનપૂર્વક વિચાર કરેલો છે, અને તેથી જે ઉદ્યોગોમાં ઘણા થોડા કાળમાં ઝડપથી વધારે સુધારો વધારો થઈ શકે એમ છે, તેવા ઉદ્યોગોનાં હું માત્ર નામ જ જણાવું છું. એવા ઉદ્યોગોની યાદી આ પ્રમાણે છે:—

૧. કાપડ વણવાનો ધંધો.

૨. સુતારનું અને બીજું લક્કડ કામ.

૩. લોખંડનું અને ત્રાંબા પિત્તળનું કામ.

૪. સોના રૂપાનું અને ઝવેરાતનું કામ.

૫. કડીઆ કામ અને પત્થરનું કામ.

૬. કુંભારનું અને ઇંટો નળિયાંનું કામ.

૭. કાપડ રંગવાનું કામ.

૮. ચામડાં કેળવવાનું તથા બીજું ચામડાનું કામ.

૯. દોરડાં વણવાનું કામ.

૧૦. નેતરનું તથા વાંસનું કામ.

૧૧. કાચનું કામ.

૧૨. શેત્રંજી અને ટોપલી કરવાનું, ચરખાનું તથા લાખનું કામ.

૧૩. શિંગડાં અને હાથીદાંતનું નકસી કોતરકામ.
૧૪. ભરતકામ. (Embroidery).
૧૫. ખાંડ સ્વચ્છ કરવાનું કામ.
૧૬. તમાકુ કેળવવાનું કામ.
૧૭. તેલ અને આટાની મિલોનો ઉદ્યોગ.

**તૈયાર થયેલા પાકા માલ માટે અહીંથી બહાર દેશાવર ખાતે નિકાસ થતો કાચો માલ.**

૩૧. આ ઉદ્યોગોમાંથી આપણે એવા ઉદ્યોગો પસન્દ કરીને પહેલાં હાથ ઉપર લેવા જોઇએ કે જે માલનો આપણા દેશમાં ભારે ઉપાડ થાય છે, અને તે તૈયાર પાકો થવા માટે આપણે જેનો કાચો માલ વહાણનાં વહાણો ભરીને પરદેશ મોકલવો પડે છે, તેવા માલના ઉદ્યોગોની શરૂઆત આપણે પહેલી કરવી જોઇએ. આપણે પુષ્કળ કાચો ઉદ્‌ભિજ માલ દેશાવર ખાતે નિકાસ કરીએ છીએ તેને બદલે આપણા દેશમાંથી પુષ્કળ પાકા અને તૈયાર થએલા માલની પરદેશ ખાતે નિકાસ કરવી જોઇએ. ૧૯૦૫ માં આપણા દેશમાંથી દશ કરોડ અને સાઠ લાખ રૂપિયાની કિમ્મતની દિવેલીની નિકાસ થયેલી અને દેશાવર ખાતેથી આપણા દેશમાં બે કરોડ ને વીશ લાખ રૂપિયાનું દિવેલ આયાત થયેલું. છેલ્લું વસ્તીપત્રક થયું ત્યારે મુમ્બાઈ ઈલાકામાં ફક્ત ૭૬ મજૂરોને તેલની મિલોનો આશ્રય મળતો એમ જણાયેલું છે ! આપણા દેશમાં આ ઉદ્યોગની અભિવૃદ્ધિ થાય એવો પુષ્કળ અવકાશ છે. છેલ્લા એક દશકા જેટલી મુદતમાં તેલ કહાડનારા સંચાઓની સંખ્યામાં સેંકડે ૪૭ ટકા જેટલો ઘટાડો થઈ ગયો છે એનું કારણ એ છે કે, જૂની અને બીલકુલ સુધારા વગરની પદ્ધતિએ આપણા દેશમાં તેલ કહાડવા કરતાં પરદેશ કાચો માલ મોકલીને ત્યાંથી આયાત થતું તેલ આપણને વધા-

રે ફાયદા ભરેલું પડે છે. આ ઉપરાન્ત ડૉક્ટર વ્હોએલ્કરે આપણને બતાવ્યું છે તેમ, દેશમાંથી સઘળી દિવેલી પરદેશ ખાતે નિકાસ કરવી, એ દેશની ફલદ્રુપતા પરદેશ ખાતે નિકાસ કરવા જેવું છે.

**આપણા ઉદ્યોગોની અધમ દશા.**

૩૨. આ ઉપરાન્ત, આપણે ઘઉં, વગેરે બીજાં અનાજ પુષ્કળ જથામાં પરદેશ ખાતે મોકલીએ છીએ, અને તે દળાઇને આટાના રૂપમાં પાછાં આપણે અહીં આયાત થાય છે. છેલ્લા વસ્તીપત્રકમાં જણાવ્યા પ્રમાણે મુમ્બાઈ ઈલાકાની આટાની મિલોએ તે વખતે ફક્ત ૭૮ કામ કરનારાં માણસોને આશ્રય આપેલો ! આ દાખલાઓ આપણા ઉદ્યોગ ધંધાની અધમ દશાના તથા તેમાં વેઠવી પડતી મુશ્કેલીઓના છે. આ મુશ્કેલીઓની સ્હામે થઇને તેમના ઉપર વિજય મેળવવાનો આપનો પ્રધાન ઉદ્દેશ હોવો જોઇએ, અને તમારા એવા પ્રયત્નમાં ડહાપણ ભરેલા કાયદાની મદદ મળતાં, તમને વિજયપ્રાપ્તિ થવી જ જોઇએ.

૩૩. આજથી ચાર વરસ પહેલાં અમદાવાદમાં મેં જે થોડું વિવેચન કર્યું હતું તેનું આજે પુનરાવર્ત્તન કરવાની હું આપની રજા લઉં છું:—

" દુકાળ, વધતી જતી દરિદ્રતા અને રોગનો અતિશય વિસ્તાર, એ સઘળા ઉપરથી આપણે એક ખરેખરી વાત જાણવા પામીએ છીએ તે એ કે, આપણી પદ્ધતિમાં જ કાંઈ ઊંડી નબળાઈ છે અને તે દૂર કરવા સમ્બન્ધી આપણે કાંઇક કરવું જોઈએ. પણ આ બાબતનું સ્વરૂપ બીજું અને એથી વધારે મ્હોટું છે:—અને તે એ છે કે આ અર્થશાસ્ત્રનો સવાલ એક પ્રજા તરિકે આપણું છેવટનું દૈવી પરિણામ

છે. 'એ આપણી છેલ્લામાં છેલ્લી તક છે.' એ છેલ્લી તકમાં આપણે નિષ્ફળ જઈએ તો આપણું ભાવિ પરિણામ શું આવે ? આપણે વધારે દારિદ્રયવાન, વધારે નિર્બળ અને પરદેશી મદદ ઉપર વધારે પરાધીન થઇ જઇએ. આપણે આપણી ઔદ્યોગિક સ્વતન્ત્રતા મેળવવા માટે સાવધ રહેવું જોઇએ, નહિ તો એનું પરિણામ એવું આવશે કે આપણા ઉદ્યોગ હુન્નરો હમ્મેશને માટે નષ્ટ થઈ જશે, અને જે પરદેશી સત્તા આપણી માલિક થશે તેના આપણે લાકડાં ચીરનારા અને પાણી ભરનારા મજુરો જેવા થઈ જઇશું, અને દુઃખી સ્થિતિ ભોગવીશું.

" તમે આ પ્રશ્નનું નિરાકરણ કરો એટલે તમારૂં સારૂં ભવિષ્ય તમારી સમક્ષ જ ખડું છે, અને તે એ કે તમારા પૂર્વજોની પેઠે તમે પણ સઘળી પ્રજાઓમાં તમારી પ્રાચીન મહતા મેળવી શકશો. "

૩૪. આ જ શબ્દો મેં અમદાવાદમાં કહ્યા હતા; અને આજે હું એનું પુનરાવર્ત્તન કરૂં છું; કારણ કે ચાર વરસ પહેલાં એ શબ્દો જેટલી અગત્યના હતા, તેના કરતાં આજે તે વધુ અગત્યના છે. આપણા પ્રજાકીય ઇતિહાસમાં આપણે બહુ જ બારિક સંજોગો વચ્ચે છીએ. આપણું ઔદ્યોગિક સ્વાતન્ત્ર્ય મેળવવા માટે ઐકય અને ઉત્સાહ પૂર્વક પ્રયત્ન કરવાનો ખરો સમય આવી પહોંચ્યો છે; નહીં તો પછી આપણે ઘણાં સૈકાંનાં સૈકાં સુધી પાછા ડુબી જઇશું. આપણે જબરો પ્રયત્ન કરીને પૃથ્વી ઉપરની સઘળી ઔદ્યોગિક પ્રજાઓમાં આપણી પ્રાચીન મહતા સાચવી રાખવી જોઇએ, નહિ તો, આપણે આપણી પવિત્ર ફરજ તરફ વિશ્વાસઘાત અને ભવિષ્યની પ્રજા પ્રત્યે કર્ત્તવ્યભંગ કરેલાં ગણાશે.

૩૫. આપણી અર્વાચીન કાળની ગમ્ભીર સ્થિતિ સમ્બન્ધી હું

અતિશયોક્તિ કરૂં છું, એવો આરોપ આપ મ્હારા ઉપર મૂકશો નહિ, એમ મારી પૂરેપૂરી પ્રતીતિ છે. આપણે જે ઔદ્યોગિક ગુલામગિરીની દશામાં પડેલા છીએ તેમાંથી હાલને બારિક સમયે જો આપણે સ્વતન્ત્ર થઈ શકીએ નહિ તો ભવિષ્યકાળમાં આપણે માટે કશી પણ આશા છે જ નહિ, એમ મને લાગે છે; અને મારી ખાત્રી છે કે મારી માફક આપ પણ એ જ વિચાર ધરાવો છો. મેં પૂર્વે જણાવ્યા પ્રમાણે, **'આ આપણી છેલ્લામાં છેલ્લી તક છે,'** એમ જ જાણજો.

---

## પ્રદર્શનો અને પરિષદો.

**પ્રદર્શનો અને પરિષદોની શિક્ષણ ઉપર અસર.**

૩૬. સદ્‍ગૃહસ્થો, હવે, આપે ઉપાડી લીધેલું કાર્ય અને તે કઈ પદ્ધતિઓવડે ઉત્તમ રીતે પાર પડી શકે તે વિષે આપને થોડા શબ્દો કહેવાની હું રજા લઉં છું. આપણા દેશના ઔદ્યોગિક-ઇતિહાસમાં હાલનો સમય બહુ બારિક છે અને તેવા સંજોગોમાં આપણી ઇન્ડિયન નેશનલ કોંગ્રેસે પોતાની પ્રત્યેક વાર્ષિક બેઠકો સાથે ઔદ્યોગિક પ્રદર્શનો ભરવાનો લાભપ્રદ વિચાર કર્યો. આ ઔદ્યોગિક પ્રદર્શનો ફત્તેહમન્દ નીવડે તે માટે આરમ્ભથી જ હિન્દુસ્તાનની સરકારે અને ઇલાકેદાર સરકારે દરેક પ્રકારની મદદ કરેલી; તે ઉપરાંત હિન્દુસ્તાનમાં વસતા તમામ વર્ગના લોકો —હિન્દુ, મુસલમાન, ઇંગ્રેજ, પારસી, વ્યાપારી અને મિલોવાળા, ગ્રેજ્યુએટો, ધનવાન્ જાગીરદારો, અને ગરીબ, શહેરીઓ એ તમામ લોકોએ આ સર્વ-સાધારણ ઉદ્દેશ પાર પાડવા માટે એકદિલીથી સાથે રહીને કામ કર્યું છે. આ વાર્ષિક પ્રદર્શનોથી બે પ્રકારનાં કામ થઈ

શકે છે. એક તો એ કે, આથી વ્યાપારીઓમાં સ્પર્દ્ધા થવાથી તેમને ઉત્તેજન મળે છે, અને જૂદા જૂદા પ્રાન્તોમાં થતી જૂદી જૂદી વસ્તુઓનો પરસ્પર પરિચય થાય છે, અને એવા પરિચયથી આખો દેશ તમામ વસ્તુઓથી જાણીતો થાય છે; અને બીજું એ કે, દરરોજ ઉપયોગમાં આવતી વસ્તુઓના સમ્બન્ધમાં પૂરતી માહિતી મળવાથી વ્યાપારી અને ગ્રાહક બન્નેને હિન્દના સઘળા ભાગોમાંથી માલ મેળવવાનું સુલભ થાય છે. આ પ્રદર્શનો ફતેહમંદ નિવડયાં છે; પણ આપણે આપણા પોતાનાથી જ ઠગાવું જોઈએ નહિ. મેં પરદેશોમાં જાતે જોયું છે તેમ, પશ્ચિમના માલની કિમ્મત, જૂદી જૂદી જાતો અને તેની વ્યાપકતા, એ સઘળાં સાથે આની તુલના કરતાં આપણા કામનું પરિણામ, ખરેખર શુષ્કજ છે. આવાં પ્રદર્શનો એક કામ કરે છે તે એ કે, આપણી પાસે જે જે સાધનો છે તેમનો ઉપયોગ કરવામાં આપણે કયાં કયાં પછાત છીએ તેનું આપણને દર્શન કરાવે છે. જ્યાં સુધી પશ્ચિમની પ્રજાઓ સાથે હરિફાઈ કરવા જેટલું પૂર્ણત્વ આપણામાં આવે નહિ, ત્યાં સુધી કદીએ સન્તોષ પામીશું નહિ. સરકારની સહાનુભૂતિવાળી મદદ અને આપણા લોકનું તીવ્ર બુદ્ધિ–કૌશલ્ય, એ બન્નેનો યોગ થતાં એક કે બહુ તો બે પેઢી જેટલા વખત દરમ્યાન આપણે એવું પરિણામ નહિ લાવી શકીએ એવું કશું કારણ છે જ નહિ.

**ઔદ્યોગિક પરિષદ્‌નું ગયા વરસનું કામ.**

૩૭. સદ્‌ગૃહસ્થો, ગયે વરસે આપે એક નવો માર્ગ પકડયો છે. વાર્ષિક પ્રદર્શનો ભરવાથી સન્તોષ ન પામતાં આપે એક ઔદ્યોગિક પરિષદ્ મેળવી, અને પહેલી ઔદ્યોગિક પરિષદ્ મારા રેવન્યુ મિનિસ્ટર ( અમાત્ય ) મિ. રમેશચન્દ્ર દત્તના નિયન્તૃત્વ અને પ્રમુખપણા નીચે ભરવામાં આવી હતી. એ પ-

રિષદે એવી ગોઠવણ કરી કે, પરિષદનું કામ માત્ર વરસમાં એકજ વખત ન ચાલતાં, તે આખા વરસમાં એક સરખી રીતે ચાલતું રહેવું જોઇએ. આ પરિષદે કલકત્તા, **મુમ્બાઇ**, **મદ્રાસ**, **અલ્લાહાબાદ**, **લાહોર**, અને **નાગપૂર** એ શહેરોમાં **પ્રાન્તિક ઔદ્યોગિક** કમિટિઓ સ્થાપી; તે ઉપરાન્ત, ખબરો મેળવવાના, પત્રવ્યવહાર ચલાવવાના, અને પ્રાન્તિક કમિટિને મદદ કરવાના આખા વરસ દરમ્યાન ચાલુ રાખવાના કામકાજ માટે **નાગપૂર** મુખ્ય સ્થળ (Head quarter) ઠરાવીને ત્યાં એક કાયમના સેક્રેટરી અને એક અન્ડર–સેક્રેટરીની નિમણુંક કરી. આ મુખ્ય સ્થળની સંસ્થા એક વખત કામ કરીને ઊંઘી ગઇ નથી, એ જોઇને મને આનન્દ થાય છે. આ પૂરા થતા વરસ દરમ્યાન સેક્રેટરી અને અન્ડર સેક્રેટરીએ લવાજમનાં નાણાંની એટલી રકમ એકઠી કરી છે કે, આખા વરસનું ખર્ચ બાદ કરતાં પણ કાંઇક વધે એમ છે; તેમ જ પુસ્તકના રૂપમાં કૉન્ફરન્સનો એક સરસ રીપોર્ટ બહાર પાડ્યો છે અને તેમાં પરિષદમાં વંચાયલા મહત્વના નિબન્ધોનો તથા થયેલાં બોધપ્રદ ભાષણોનો સમાવેશ કરવામાં આવ્યો છે. તે સિવાય હિન્દુસ્તાનના જૂદા જૂદા ઉદ્યોગ હુન્નરોની એક 'ડિરેકટરી' તેમણે તૈયાર કરી છે. જો કે આ ડિરેકટરી સઘળી વાતે સમ્પૂર્ણ નથી, પણ એક પ્રારમ્ભક તરિકે સારી છે. આખા વરસમાં હિન્દના જૂદા જૂદા ભાગમાં કેટલું ઔદ્યોગિક કાર્ય થયું, તેનો પણ ધ્યાન આપવા જોગ એક રીપોર્ટ એમણે પ્રસિદ્ધ કર્યો છે.

**પરિષદના બન્ધારણમાં ખામીઓ.**

૩૮. સદ્‌ગૃહસ્થો, પહેલા વરસમાં થયેલું આટલું કામ ઘણું છે, પણ એથી તમારે સન્તોષ પામવાનો નથી. હવે પછીનાં વરસોમાં તમારા કામમાં ઘણા સુધારા વધારાની આશા રાખવામાં આવે છે. કૉન્ફ-

ન્સના બન્ધારણમાં મને એક મુખ્ય ખામી એ જણાય છે કે, તેની મધ્ય સ્થળની ઑફિસ પ્રાન્તિક કમિટિઓના પૂરતા પરિચયમાં આવી શકતી નથી, અને કમિટિઓને તેમના પ્રાન્તના હુન્નર-ઉદ્યોગો ખિલવવાના કામમાં પૂરતી મદદગાર થઇ શકતી નથી. પ્રાન્તિક કમિટિઓ ઉપરાન્ત, તમારે જીલ્લાવાર મંડળીઓ (District Associations) સ્થાપવી જોઇએ, એટલુંજ નહિ, પણ દરેક મોટા ગામમાં, (Towns) કસ્બાઓમાં આવી કૉન્ફરન્સને મદદ કરનારી મંડળીઓ સ્થાપવી જોઇએ. હિન્દુસ્તાન એ એક બહુ વિશાળ દેશ છે, અને નાગપુરથી બીજા કોઇ પ્રાન્તમાં જવાને એક દિવસ અને એક રાત્રિ કરતાં પણ વધારે વખત લાગે છે, તેથી નાગપૂરની ઑફિસ બીજા બહારના પ્રાન્તોને મદદ કરે તેની સાથે તે પ્રાન્તો પોતે પોતાની મેળે જ કામ કરી શકે એવું થવું જોઇએ. આ પ્રમાણે એકતાના બંધારણથી આપણા સર્વમાન્ય કર્તવ્યમાં પરસ્પર સાહાય થવાથી ઔદ્યોગિક પરિષદ્ ઉન્નતિના માર્ગમાં વરસો વરસ ઝપાટાબંધ આગળ વધતી જશે, એવી મને આશા છે. હિન્દુસ્તાનના દરેક પ્રાન્તમાં જે ઘરધંધાના ઉદ્યોગો ચાલે છે તેમને ઉત્તેજન આપવા માટે એક મુખ્ય બન્ધારણની જરૂર છે, અને આ ઔદ્યોગિક પરિષદ્દની તથા તેની મધ્ય સ્થળની ઑફિસની, તેમજ પ્રાન્તિક કમિટીઓની સ્થાપના બરાબર યોગ્ય સમયે જ થઇ છે.

## સામાન્ય શિક્ષણ.

૩૯. સદ્દગૃહસ્થો, હવે મારા પોતાના જ્ઞાન અને અનુભવ ઉપરથી મને યોગ્ય જણાતી થોડી વ્યાવહારિક સૂચનાઓ હું આપની સમક્ષ મૂકું છું.

**હુન્નર–ઉદ્યોગોની અભિવૃદ્ધિ કરવાનાં અગત્યનાં સાધનો.**

આપણા હુન્નર–ઉદ્યોગોને ઉત્તેજન મળે એટલા માટે સૌથી વધારે અગત્યની અને પહેલી વાત એ છે કે, સામાન્ય પ્રજામાં–લોકસમૂહમાં–કેળવણીનો પુષ્કળ ફેલાવો કરવો. દેશની કેળવણીની પદ્ધતિમાં મોટા અને વ્યાપક ફેરફારો કરવા જોઈએ; અને મારો પોતાનો અભિપ્રાય એવો છે કે, જ્યાં સુધી ગામેગામ નિશાળો ઉઘાડવામાં આવશે નહિ, અને ઘેરેઘેર–ઠેઠ લોકના ઉમ્બર સુધી કેળવણી જ્યાં સુધી લઈ જવામાં આવશે નહિ, એટલે કે, જ્યાં સુધી–આખા દેશમાં પ્રાથમિક **કેળવણી મફત અને ફરજિયાત** કરવામાં આવશે નહિ, ત્યાં સુધી આપણા દેશની ઔદ્યોગિક ઉન્નતિના સવાલનો આપણે છેવટનો ફડચો લાવી શકીશું નહિ. પ્રાથમિક કેળવણી તદ્દન મફત કરવાનો **હિન્દુસ્તાનની સરકાર** હાલ વિચાર ચલાવે છે, એ હકીકત જાણીને મને બહુ જ આનન્દ થયો છે.

**મફત અને ફરજિયાત કેળવણી.**

૪૦. કેળવણી ફરજિયાત અને મફત કરવાની અજમાયેશ આપણા દેશમાં તો તદ્દન અવનવી જ છે; પણ એવી નવીનતાને લીધે આપણે કર્ત્તવ્યવિમુખ ના થવું જોઈએ. પશ્ચિમની કેટલીક સોશિયૅલિસ્ટ સભાઓએ વિદ્યાર્થીઓને ન્હાવાનું, ખાવા પીવાનું, કપડાં લત્તાંનું અને બિછાનાં સિવાયનું બીજું તમામ જોઈતું હોય તે મફત પૂરું પાડવાની ગોઠવણ કરી છે; પરન્તુ તેમની માફક તમામ મફત પૂરું પાડવાની ગોઠવણ માટે હું તમને આ પ્રસંગે ભલામણ કરી શકતો નથી; તોપણ આખા વડોદરા સ્ટેટમાં ફરજિયાત કેળવણી

દાખલ કરવાની મેં શરૂઆત કરી દીધી છે, અને મને આશા છે કે, મારી પ્રજાને એથી લાભ થશે. વડોદરા રાજ્યના એક ભાગમાં ફરજિયાત કેળવણીનું ધોરણ કેટલાંક વર્ષોથી અમલમાં આવેલું જ હતું અને તેનું પરિણામ સંતોષકારક છે. એ ફતેહમન્દ પરિણામને લીધે જ મારા આખા રાજ્યમાં પ્રાથમિક કેળવણી તદ્દન મફત અને ફરજિયાત કરવાનું મેં ઠરાવ્યું છે.

## હુન્નર ઉદ્યોગની કેળવણી.

**હુન્નર ઉદ્યોગની કેળવણીની જરૂર.**

૪૧. આપણા હાલના સંજોગોમાં હુન્નર ઉદ્યોગની કેળવણીની પણ એથી લગારે ઓછી અગત્ય નથી. મારે કબૂલ કરવું જોઇયે કે, કોઈ પણ પ્રજા (Nations) ની ઔદ્યોગિક ઉન્નતિ કરવા માટે હુન્નર–ઉદ્યોગની કેળવણીની કેટલી બધી વધારે જરૂર છે, એ વાત મને મારા યૂરોપ અને અમેરિકાના છેલ્લા પ્રવાસથી જ સમજાઇ છે. અતિશયોક્તિ કર્યા વિના હું કહું છું કે, પશ્ચિમના દેશોમાંની ચાલુ જમાનાની પ્રજામાં હુન્નર–ઉદ્યોગની કેળવણીએ બહુ મોટી ઉથલપાથલ કરી દીધી છે. પશ્ચિમના દેશોમાં પ્રચંડ લશ્કરો અને નૌકા–સૈન્યોમાં હુન્નર ઉદ્યોગની જરૂરીઆત સમજાવવા ઉપર જેટલું લક્ષ અપાય છે તેટલું બીજા કશામાં અપાતું નથી, અને એવી તાલીમ મળવાથી જ, પાશ્ચાત્ય લોકો જ્યારે બીજા કોઈ દેશ ઉપર પોતાની ઔદ્યોગિક શ્રેષ્ઠતા સિદ્ધ કરવાની હોય ત્યારે બહુ ઝનુનમાં આવી જઇને યુદ્ધ કરી, પોતાનું વર્ચસ્વ કાયમ કરે છે.

૪૨. યૂરોપખંડની સઘળી પ્રજાઓમાં ઔદ્યોગિક સાહસની બાબતમાં જર્મની સૌથી આગળ પડતું છે. એ દેશમાં ઔદ્યોગિક કેળવણી આપનારી ઘણી સંસ્થાઓ છે, પણ તે સૌમાં બર્લીનમાંની 'કિંગ્સ ટેકિનકલ હાઈસ્કૂલ' બહુ જ પ્રખ્યાત છે. એ સ્કૂલમાં પ્રોફેસરોની મ્હોટી સંખ્યા ૧૫૦૦ કરતાં પણ વધારે વિદ્યાર્થીઓને શિખવવાનું કામ કરે છે; અને રંગવાનું, રંગ બનાવવાનું, સુતરાઉ અને રેશમી વસ્ત્રો ઉપર રંગબેરંગી છાપો મારવાનું અને ચામડાં કેળવવાનું, તથા એવું રાસાયણિક પ્રયોગોનું કામ એ સ્કૂલમાં એવું સરસ શિખવાય છે કે, આખા યૂરોપખંડમાં બીજા કોઈ પણ દેશમાં એટલા મ્હોટા પ્રમાણમાં કામ કરતી એથી ચઢીઆતી સંસ્થા છે જ નહિ.

**ઔદ્યોગિક સાહસમાં આગળ પડતી પ્રજાઓ.**

૪૩. **ફ્રાન્સમાં** પણ પોતાના દેશના હુન્નર-ઉદ્યોગો ખિલવવાની અને ત્યાંની બનાવટોનું પોષણ કરવાની સંખ્યાબન્ધ સંસ્થાઓ છે. *The Musee Des Arts ut Netiers* નામની મ્હોટી શિક્ષણ-સંસ્થા ફ્રાન્સના પાટનગર **પારિસમાં** છે. તેમાં જૂદાં જૂદાં યન્ત્રોના અને યન્ત્રોના નમૂનાઓનો મ્હોટો સંગ્રહ કરી રાખવામાં આવ્યો છે, અને હુન્નર ઉદ્યોગના શાસ્ત્રીય વિષયો ( Technologycal Subjects ) ઉપર જૂદા જૂદા વર્ગો ઉઘાડવામાં આવ્યા છે. માટીનાં વાસણો બનાવવાનાં કારખાનાંનો તથા કાપડ વણવાનાં અને છાપવાનાં કારખાનાંનો વહિવટ ફ્રેન્ચ સરકાર પોતે કરે છે, અને તે સિવાય વર્ષોવર્ષ અનેક પ્રદર્શનો ભવ્ય અને સુન્દર **પારિસ** શહેરમાં ભરાય છે તે તો જૂદાં જ.

**ફ્રાન્સના હુન્નર-ઉદ્યોગો.**

**ઑસ્ટ્રિયાની અને વિયેનાની ટેકનિકલ સ્કુલો.**

૪૪. **ઑસ્ટ્રિયા** દેશ પણ આ બાબતમાં પાછળ નથી; **વિયેનામાં** પણ ન્હાના પાયા ઉપર કેટલીએક સ્કૂલો છે અને તે દરેકમાં હુન્નર-ઉદ્યોગની જૂદી જૂદી શાખાઓ સમ્બન્ધી શિક્ષણ આપવામાં આવે છે. ઈટાલી દેશમાં ઔદ્યોગિક પાઠશાળાઓ છે; **નેપલ્સ** શહેરમાં 'કૅસૅનોવા ઇન્સ્ટિટયુટ' નામની સંસ્થા છે અને તેના જ ભેગી એક 'વિવિધ ઉદ્યોગ–શિક્ષણ–શાળા' (પૉલી–ટેકનિકલ ઇન્સ્ટિટયુટ) નો સમાવેશ કરવાનો વિચાર કરવામાં આવ્યો છે. આ સંસ્થાઓમાં ઉત્તમ પ્રકારના કારિગરો છે અને એમાંના ઉમેદવારો ભવિષ્યમાં બહુ જ દીપી આવે એવા થશે; તેમ જ સહવાસ વગેરેને લીધે શિક્ષકોની નીતિ સમ્બન્ધી છાપ શિખનારાઓ ઉપર બહુ સારી રીતે થવાનો સમ્ભવ છે. પૉલી–ટેકનિકલ ઇન્સ્ટિટયુટની ગોઠવણ અમલમાં આવતાં, સઘળા હુન્નર–ઉદ્યોગમાં નિપુણ લોકો ત્યાં એકત્ર થશે અને પોતપોતાના ઉદ્યોગ–હુન્નરના સમ્બન્ધમાં ન્યૂનતાઓ અને અપૂર્ણતાઓ સમ્બન્ધી પરસ્પર વિચારનો વિનિમય કરશે.

**લંડનની હુન્નર-ઉદ્યોગની શાળાઓ.**

૪૫. **લંડન** શહેરમાં ઘણી એવી સંસ્થાઓ અને પાઠશાળાઓ છે કે, જ્યાં હુન્નરઉદ્યોગનું વ્યાવહારિક (પ્રત્યક્ષ) શિક્ષણ અપાય છે. એમાં The City and Guild's Technical College અને પ્રિન્સિપાલ **લીથૅબી**ની દેખરેખ નીચે ચાલતી The Country Council's School of Arts & Crafts વગેરે સંસ્થાઓ મુખ્ય છે.

૪૬. માન્ચેસ્ટર, બર્મિંગ્હામ અને લીડ્ઝની નવી યુનિવર્સિટીઓ હુન્નર–ઉદ્યોગની કેળવણી તરફ ખાસ ધ્યાન આપે છે, અને ઑક્સફર્ડ, કેમ્બ્રિજ, અને લંડનની યુનિવર્સિટીઓ સાહિત્યનું ઉદાર શિક્ષણ આપ્યાં કરે છે. માન્ચેસ્ટરની 'મ્યુનિસિપલ ટેકનિકલ સ્કૂલ એ મહા કળા–કુશળ શહેરના સાહસની એક ખરેખરી યાદગિરી છે. એ સ્કૂલમાં યન્ત્રોનું, વીજળીનું, મ્યુનિસિપૅલિટીનું, આરોગ્યતાનું, ઇન્જિનીઅરનું, ઔદ્યોગિક પદાર્થવિજ્ઞાનનું, ઔદ્યોગિક અને સામાન્ય રસાયણશાસ્ત્રનું, રંગ બનાવવાનું, રંગવાનું, છાપવાનું, કાપડ સફાઇદાર કરવાનું, કાગળો બનાવવાનું, ધાતુઓનાં કામ કરવાનું, અને એવા બીજા ઘણા વિષયોનું શિક્ષણ આપવામાં આવે છે. વડોદરાના કેટલાએક વિદ્યાર્થીઓ આ સ્કૂલમાં દાખલ થાય છે; અને ત્યાં તેઓ "ઍસિડ" અને "આલ્કલિ" ની બનાવટનો, તથા આરોગ્યવિષયક શિલ્પવિજ્ઞાન (Sanit-ary Engineering)નો અભ્યાસ કરે છે.

**ઇંગ્લૅન્ડમાં નવી યુનિવર્સિટીઓ.**

૪૭. પરન્તુ હમણાં મારી છેલ્લી મુસાફરી દરમ્યાન મેં જે જે દેશોની મુલાકાત લીધી તે સર્વમાં અમેરિકા દેશમાં જ ઔદ્યોગિક શિક્ષણની ઊંચામાં ઊંચી ખિલવણી થઇ છે એમ મને જણાયું છે. યુનાઇટેડ્ સ્ટેટ્સના દરેક દરેક સંસ્થાનમાં હુન્નર–ઉદ્યોગની કેળવણી આપનારી એક સરકારી પાઠશાળા સ્થાપવામાં આવી છે, અને ત્યાં ઔદ્યોગિક શિક્ષણ 'તદ્દન મફત' અપાય છે. યુનાઇટેડ્ સ્ટેટ્સની કૉલેજોમાં બીલકુલ ફી લેવામાં આવતી નથી, એનું કારણ એ છે કે, ત્યાંના નાગરિકોને હુન્નર-

**અમેરિકામાં હુન્નર–ઉદ્યોગની કેળવણીની અત્યન્ત ઉન્નતાવસ્થાઃ યુનાઇટેડ સ્ટેટની સરકારી કૉલેજો.**

ઉદ્યોગની બરાબર કેળવણી મળે એ એક રાષ્ટ્રીય મહત્વની વાત ગણાય, એમ ત્યાં મનાય છે; અને તેથી આવી કૉલેજોને સરકાર તરફથી જાગીરની તેમ જ વાર્ષિક રકમો ( Annual Grants ) ની મદદ મળે છે તેથી એ ચાલે છે. દરેક સંસ્થાની કૉલેજમાં કૃષિશાસ્ત્રનું અને શિલ્પકળાનું તેમજ કેટલાએક વિદ્યાર્થીઓને લશ્કરી ખાતાનું શિક્ષણ આપવામાં આવે છે. ઉપરાન્ત બીજા વિષયોનું શિક્ષણ પણ કૉલેજોની આવક ઉપર નજર રાખીને અપાય છે.

**યુનાઇટેડ સ્ટેટ્સમાં લોકોની ખાનગી મદદથી ચાલતી બીજી ઔદ્યોગિક સંસ્થાઓ.**

૪૮. આ સરકારી કૉલેજો ઉપરાન્ત, યુનાઇટેડ સ્ટેટ્સમાં ખાનગી લોકો તરફથી ચાલતી બીજી ૪૩ ઔદ્યોગિક સંસ્થાઓ છે. તેમાં સર્વ પ્રકારનું ઇન્જિનીઅરિંગ તથા તેની શાખાઓનું, શિલ્પનું, વીજળીનું, યાન્ત્રિક, ચિત્રનું, કોતરણીનું તથા વણાટના ઉદ્યોગનું કામ શિખવાય છે. બોસ્ટનની મ્હોટી ઔદ્યોગિક પાઠશાળામાં ૨૫૦૦ વિદ્યાર્થીઓ છે. ચિકાગોના "આર્મર-ઇન્સ્ટિટયુટ"માં ૨૦૦૦ વિદ્યાર્થીઓ છે, અને ન્યુયૉર્કના 'પ્રૅટ-ઇન્સ્ટિટયુટ' માં ૧૫૦૦ વિદ્યાર્થીઓ છે. લોકોની ખાનગી મદદથી ચાલતી ઔદ્યોગિક પાઠશાળાઓમાં આ સંસ્થાઓ સુપ્રસિદ્ધ છે.

**હાર્વર્ડ, યેઇલ અને કોલમ્બિયાના જેવી બીજી યુનિવર્સિટીઓ.**

૪૯. હાર્વર્ડ, યેઇલ, અને કોલમ્બિયાની મ્હોટી યુનિવર્સિટીઓમાં બધી શાખાઓ સાથે પૂરેપૂરૂં ઇન્જિનીઅરિંગનું શિક્ષણ અપાય છે, એ સમ્બન્ધી કાંઇ ઉલ્લેખ કરવાની જરૂર નથી; પરન્તુ તમને વધારે આશ્ચર્ય ચકિત કરે એવી હકીકત તો એ છે કે, ત્યાં એકે એક હાઇસ્કૂલમાં કળાકૌશલ્યનું, સુ-

તાર લુહારનું, અને હાથની કારીગરીનું તથા યન્ત્રોનું કામ શિખવ-વામાં આવે છે.

**જાપાનના ઉદ્યોગોનો વિજય.**

૫૦. હજી સુધી મેં **જાપાન** દેશની મુલાકાત લીધી નથી પણ એક પેઢી જેટલા સમયમાં **જાપાને** કેટલું કર્યું છે તેથી આપણે સઘળાઓ જાણીતા છીએ. સમર—ક્ષેત્રમાં મેળવેલા વિજયે **જાપાનની** આશ્ચર્યકારક ભૂમિને, પૃથ્વી ઉપરની સઘળી પ્રમુખ પ્રજાઓમાં આગળ લાવી મૂકી છે; પરન્તુ, હુન્નર–ઉદ્યોગની કેળવણીની પૂરેપૂરી પદ્ધત્તિઓને લીધે **જાપાને** જે યશ–વિજય સમ્પાદન કર્યાં છે, તેની આગળ **નાનશાન** અને **મુકદેનના** વિજયોનું તેજ ઝાંખું પડે છે.

---

## હસ્ત—કૌશલ્યનું શિક્ષણ.

**સાધારણ નિશાળોમાં હસ્ત–કૌશલ્યની અને હુન્નર–ઉદ્યોગની કેળવણી દાખલ કરવાની સૂચના.**

૫૧. આપને મારી બીજી સૂચના એવી છે કે, ઔદ્યોગિક શિક્ષણની શાળાઓ સ્થાપવા ઉપરાન્ત, સામાન્ય નિશાળોમાં પણ હસ્ત–કૌશલ્યનું થોડું ઘણું શિક્ષણ આપવામાં આવે એવી ગોઠવણ કરવાનો આપે પ્રયત્ન કરવો જોઇએ. ન્હાનપણથી આંખ અને હાથ કેળવાય એ વાત સૌને બહુ ઉપયોગની છે; પોતાના જીવનમાં હસ્ત–કૌશલ્યનો ઉદ્યોગ કરીને જેમને ઉદરનિર્વાહ કરવાનો નથી તેમને પણ આંખ અને હાથની કેળવણી બહુ જરૂરની છે. ચિત્ર–વિદ્યા (Drawing and Modelling) ના શરૂઆતના પાઠો,

અને સુતાર તથા લુહાર–કામ ગમે તે પદવીના સઘળા વિદ્યાર્થીઓને પોતાના જીવનમાં ઉપયોગી થઈ પડશે. ડોકટરો અને માનસશાસ્ત્રીઓની સલાહ પણ એવી છે કે અભ્યાસક્રમમાં વિવિધતા દાખલ કરવાથી, મગજ તાજું થાય છે, એને મદદ મળે છે, અને અભ્યાસ કરતાં બાળકોમાં વિદ્યા અને કળા બન્ને શિખવાની વધારે લાયકાત આવે છે. વળી, સામાન્ય શિક્ષણ આપતી નિશાળોમાં હુન્નર–ઉદ્યોગની કેળવણી આપવાના વર્ગો ઉઘાડવાથી એક બીજું સરસ પરિણામ એ આવશે કે, આપણાં બાળકોને માત્ર એકદેશીય શિક્ષણ ન મળતાં, તેમને સમ્પૂર્ણ કેળવણી આપવાનું બની શકશે. ધનવાન્ વર્ગના લોકને ગરીબના ઉદ્યોગ ધંધાઓ સાથે વધારે પરિચયમાં લાવી શકાશે; નાનપણમાં પોતાના હાથનો ઉપયોગ કરવાની શક્તિ ગરીબ ધંધાદાર લોક સંપાદન કરી શકશે; હિન્દના લોકને હાથની કારિગરીની મહતા વધારે લાગે છે; પણ આથી તો હાલ કરતાં પણ સઘળા લોકોને સઘળા ઉદ્યોગોનું મહત્વ વધારે સમજાશે; એટલુંજ નહિ, પણ જ્યારે સાધારણ નિશાળોમાં પણ ઔદ્યોગિક મૂળતત્વોનું શિક્ષણ આપણી પ્રજાને મળતું થશે, ત્યારે દેશના હુન્નર–ઉદ્યોગો ખિલવવાનો આપ ઉત્સાહપૂર્વક જે પ્રયત્ન ચલાવો છો તેને પણ એથી મ્હોટી મદદ મળશે. આની સાથે એક વાત હંમેશાં લક્ષમાં રાખવાની છે તે એ કે, સર્વ પ્રકારના શિક્ષણના આધારભૂત મુખ્ય શિક્ષણ, જે સામાન્ય અને ઉદાર કેળવણી, તેને બદલે આ હસ્તકૌશલ્યનું ખાસ શિક્ષણ આપવાનું નથી. હુન્નર–ઉદ્યોગની કેળવણી સામાન્ય કેળવણીનો એક વધારો છે, સામાન્ય કેળવણીને બદલે આપવાનું શિક્ષણ નથી, અને તેથી જ એ શિક્ષણ માત્ર નામનું જ શિક્ષણ થઈ જવું ન જોઇએ.

## પરદેશ જઇને લેવાની કેળવણી.

**જુવાન માણસોને ઔદ્યોગિક કેળવણીનું સમ્પૂર્ણ જ્ઞાન લેવા માટે યુરોપ, અમેરિકા, અને જાપાનમાં મોકલવા જોઇયે.**

૫૨. સદ્‌ગૃહસ્થો, હિન્દુસ્તાનમાં ઠેકાણે ઠેકાણે ઔદ્યોગિક કેળવણી આપનારી નિશાળો (Technical Shools) સ્થાપવાની તથા સાધારણ નિશાળોમાં હસ્ત-કૌશલ્યનું શિક્ષણ અપાય એવી ગોઠવણ કરવાની કેટલી અગત્ય છે તે મેં આપને સમજાવ્યું છે, તોપણ, ઔદ્યોગિક શિક્ષણ અને યાન્ત્રિક-વૈજ્ઞાનિક શોધોની બાબતમાં આપણે પૃથ્વી ઉપરની બીજી પ્રજાઓ સાથે બરાબરી કરી શકીએ, એવી હિન્દુસ્તાનની સ્થિતિ થવાને હજી કેટલાંએક વર્ષો વીતી જશે. એટલા માટે જે અહીં સ્વદેશમાં પૂરેપૂરૂં મેળવવાનું બની શકતું નથી તે શિક્ષણ સમ્પાદન કરવા માટે તમારે તમારા તરુણ વર્ગને, કેટલાંએક વર્ષો સુધી—કે કેટલાએક જમાનાઓ સુધી પણ—યુરોપ, અમેરિકા અને જાપાનમાં મોકલ્યા કરવો જોઇયે. દુનિયાના બીજા ભાગોમાં મુસાફરી કરવામાં અને બીજી સઘળી સુધરેલી પ્રજાઓ કરતાં હિન્દુસ્તાનને જે નવા જ્ઞાનની, નવા સંસ્કારોની અને નવી કલ્પનાઓની વિશેષ અગત્ય છે તે સમ્પાદન કરવાની બાબતમાં, તે સ્વીકારવામાં જૂના કાળથી ચાલતા વહેમ અને દુરાગ્રહને વશ થઈને ઢીલ કરવાની લેશ પણ ભૂલ કરશો નહિ. પરદેશગમનનાં અને બીજી પ્રજાઓ સાથે પોતાની સ્થિતિની તૂલના કરી જોવાનાં સુપરિણામ, હિન્દુસ્તાનમાં પ્રત્યેક બાબતમાં ગયા પચાસ વર્ષમાં, સ્પષ્ટ જણાઈ આવ્યાં છે. હમણાં હું હિન્દુસ્તાનમાં પાછો ફર્યો ત્યારે મ્હારા સ્વદેશ-બન્ધુઓની પરદેશની સંસ્થાઓ પ્રત્યે

પ્રવૃત્તિ બદલાયલી જોઇને મને જેટલી અસર થઈ છે તેથી વધારે અસર બીજા કશાથી થઈ નથી. પાશ્ચાત્યપ્રજાઓ સમ્બન્ધી મારા વિચારો જાણવાને સઘળા વર્ગનાં માણસો ઇન્તેજાર છે. જ્યારે આવી જિજ્ઞાસુ-વૃત્તિનો ખરેખરો હૃદયપૂર્વક જ્ઞાનની તૃષ્ણાથી જ ઉદ્ભવ થાય છે ત્યારે તે હિતપ્રદ નિવડે છે. જ્યારે હું અમેરિકામાં હતો ત્યારે મેં જાણ્યું કે તે દેશમાંથી દર વર્ષે આશરે બે ત્રણ હજાર વિદ્યાર્થીઓ વ્યાપાર અને કેળવણી સમ્બન્ધી યુરોપીઅન પદ્ધતિઓ શિખી લેવા માટે પરદેશ જાય છે; તેમ જ ત્યાંની પ્રજાકીય સરકાર પણ ત્યાંના માણસોને જૂદા જૂદા દેશોમાં ઉત્પન્ન થતા પદાર્થોનું જ્ઞાન મેળવવાને પરદેશ મોકલે છે. ઇં-ગ્લેન્ડ, ફ્રાન્સ અને જર્મની એ દેશો વ્યાપારમાં બહુ આગળ વધેલા છે છતાં પોતાના દેશના માણસોને પરદેશ મોકલવાને તેઓ કશી આ-નાકાની કરતા નથી. આપણા દેશની નજીકમાં જોઈએ તો, સેંકડો જાપાની વિદ્યાર્થીઓ ફ્રાન્સ, જર્મની, ઇંગ્લેન્ડ અને અમેરિકામાં પો-તાનું શિક્ષણ પૂરૂં કરી લે છે. જાપાનીઓની જ્ઞાનસમ્પાદન કરવામાં જિજ્ઞાસુવૃત્તિ અને હૃદયની સમ્પૂર્ણતા એવી છે કે, તેઓ જે વિષયના અભ્યાસમાં રોકાય છે તેનું ખાસ શિક્ષણ લે છે, એટલુંજ નહિ પણ, ગમે તે હલકા ધંધા માટે પણ કશોયે સંકોચ પામ્યા વિના તેઓ પો-તાના જીવનનિર્વાહનાં સાધનો પોતે જ પ્રાપ્ત કરી લે છે.

**જાપાનના મહા નિપુણ મુત્સદ્દીઓ.**

૫૩. જાપાનને જે આટલો બધો લાભ થયો છે તે પોતાના ત-રૂણ મનુષ્યોને યુરોપનાં વિદ્યાલયોમાં મોકલવાથી જ થયો છે. ગૉટિન્જન અને લીપ્ઝિકની યુનિ-વર્સિટીઓમાં રાજ્યનીતિ—શાસ્ત્રનાં અને રાજ્ય-વ્યવસ્થાની કળાનાં મૂળતત્ત્વોનો અભ્યાસ કરીને

જે **જા**પાનીઓનો નમૂનેદાર, મહાનિપુણ મુત્સદ્દી વર્ગ ઉદ્ભવ્યો, તે વર્ગને લીધે **જા**પાન દેશ અર્વાચીન કાળની મહત્તા મેળવી શક્યો છે. **આજ** કાલ તો પૂર્વના તમામ સમુદ્ર ઉપર **જા**પાનનું સમ્પૂર્ણ સ્વામિત્વ છે; કેમકે **જા**પાનના નાવિકોએ ટિલબરી અને પૉર્ટ્સમાઉથની ગોદીઓમાં નૌકાયુદ્ધ-શાસ્ત્રનાં પહેલાં મૂળતત્ત્વોનું શિક્ષણ લીધું છે. જાપાને ઘણાં યુદ્ધો કર્યાં છે અને વિજયો મેળવ્યા છે, તેનું કારણ એ છે કે **જા**પાનના સૈનિકવર્ગે વ્યૂહવ્યવસ્થા અને યુદ્ધના દાવપેચનાં રહસ્યોનું સઘળું જ્ઞાન **કૅમ્પ-ડી-માર્સ** અને **રાસ્ટટ**ની સંગ્રામભૂમિમાં સમ્પાદન કરેલું છે. પૌરસ્ત્ય વ્યાપારમાં **જા**પાન શ્રેષ્ઠ પદ ધરાવે એમ છે, કારણ કે **જા**પાનના અર્થ-પ્રકરણ-ચિન્તકો (Financiers) એ **લંડન**, **બર્લિન** અને ન્યુયૉર્કની મ્હોટી મ્હોટી બૅંકોમાં ત્યાંના કામદારો સાથે બેસીને કામ કર્યું છે. દેશના તરુણ વર્ગે પોતાની માતૃ-ભૂમિનો ભાગ્યોદય રચ્યો હોય, એવું આના કરતાં અધિક ઉદાત્ત ઉદાહરણ આખા વિશ્વમાં બીજું ક્યાં જડી શકે એમ છે? **ભા**રતખંડના પુત્રોને અનુકરણ કરવા યોગ્ય સ્વદેશાભિમાનના આથી ઉચ્ચતર ઉદાહરણની આપણે કલ્પના પણ શી કરી શકીએ એમ છે? એમની સ્વાત્મભોગની અને કર્તવ્યપરાયણતાની વૃત્તિનું આપણે અનુકરણ કરો. એમનાં પ્રજાકીય ઐક્ય તથા સામાજિક સમતાને આપણાં લક્ષ્ય-બિન્દુ બનાવો, અને જીવનની સઘળી પ્રવૃત્તિઓ સમ્બન્ધી નવી નવી પદ્ધતિઓ શિખી લેવાની એમની જીજ્ઞાસુ-વૃત્તિનું આપણે અનુકરણ કરો; એમનાં દૃઢ નિશ્ચય અને સતત પરિશ્રમનું અનુકરણ કરો; અને આપણે એમ કરીશું તો હજી પણ, આપણે આપણા દેશની ભાગ્ય-દશા ઉગારી શકીશું.

**મિ. જે. સી. ઘોસની કાલ્પનિક યોજનાનું બન્ધારણ.**

૫૪. મને જાણીને અત્યાનન્દ થયો છે કે, આ પ્રાન્તના એક ઉત્સાહી અને સ્વદેશાભિમાની પુરુષ—એક માનવન્ત પિતાના માનવન્ત પુત્ર **મિ. જોગેન્દ્રચન્દ્ર ઘોસ**—એમણે તરુણ પુરુષોને કેળવણી લેવા માટે યુરોપ અને **અમેરિકા**માં મોકલી આપવાની એક યોજના ઘડી કહાડી છે; અને એ યોજનાનુસાર વિદ્યાર્થીઓની એક સારી સંખ્યા પરદેશ મોકલવામાં પણ આવી છે. કેટલાએક **બંગાળીઓ યુરોપ** અને **અમેરિકા**માં અભ્યાસ કરતા હતા તેમનો પરદેશમાં પરિચય થવાથી મને જે આનન્દ થયો છે તેવો આનન્દ મને બીજા કશાથી પણ થયો નથી. **ભરતખંડ**થી ઘણે દૂર છતાં પણ તેમનામાં સ્વદેશભૂમિ માટે અત્યન્ત પ્રેમની અને સ્વદેશાભિમાનની ઘણી લાગણીઓ હતી. આવા મનુષ્યોનું અસ્તિત્વ **હિંદુસ્તાન**ને શોભા આપનારૂં છે. આજ ધોરણ છેલ્લાં કેટલાંએક વર્ષોથી **વડોદરા સ્ટેટ** તરફથી અમલમાં મૂકાયલું છે, અને **સ્ટેટ**ને ખર્ચે યુવાન મનુષ્યોને કેળવણી લેવા **યુરોપ** મોકલાયલા છે. તેઓ હાલ ઉત્તમ પ્રકારે **સ્ટેટ**માં નોકરી કરે છે અથવા **હિન્દુસ્તાન**ના બીજા ભાગોમાં ફાયદા પડતા ધંધામાં રોકાયલા છે. હમણાં જ કેટલાક તરુણ વિદ્યાર્થીઓને ઇંગ્લન્ડ, **જર્મની**, **અમેરિકા** અને **જાપાન**માં મોકલવામાં આવ્યા છે; અને અર્વાચીન ઉદ્યોગ—પદ્ધતિઓનું શિક્ષણ મેળવવા માટે, વિદ્યાર્થીઓની અમુક—થોડી સંખ્યા નિયમિત અન્તરે મોકલતા રહેવાની એક યોજનાના સમ્બન્ધમાં વિચાર ચલાવવામાં આવે છે.

૫૫. સદ્‌ગૃહસ્થો, આજ કાલ **હિન્દુસ્તાન** માટે અનેક માર્ગો ખુલ્લા થયા છે, અને એની સમીપ મહાન્ શકયતાઓ ઊભેલી છે.

**હિન્દુસ્તાનની નજર આગળ શક્યતાઓ, સરળતાઓ.**

ઉદાહરણ તરીકે, પશ્ચિમ ઘાટમાં ઉત્પન્ન થયેલી વિદ્યુતશક્તિનો પોતાની મિલો ચલાવવામાં ઉપયોગ કરવાનું મુમ્બાઇના લોકો ધારે છે. **મર્હૂમ માનવન્ત મિ. ટાટા**, જેમણે "**રીસર્ચ ઈન્સ્ટિટયુશન**" સ્થાપીને આપણા ઉપર ઉપકાર કર્યો છે તે ઇન્સ્ટિટયુશનથી પણ ઘણો જ લાભ થવાનું ધારવામાં આવે છે. **મદ્રાસના** લોકો Tree–Cotton ના અખતરાઓ ઉપરથી એ કામ કરવાનું ધારે છે. **હિન્દુસ્તાનના** વાતાવરણમાં ચાલક–ઉત્તેજક શક્તિ દાખલ થઇ ચૂકી છે, અને લોકો જાગૃતિનાં ચિહ્નો દેખાડવા લાગ્યા છે. આ આશા ભરેલું છે; પણ આપણે ભૂલવું જોઇતું નથી કે, પાશ્ચાત્ય પ્રજાઓ સાથે ઉદ્યોગની બાબતમાં આપણે સ્પર્દ્ધા કરવામાં વિજયી થઇ શકીએ તે માટે, કેટલાંક વરસોનાં વરસો સુધી આપણે ઉત્સાહ, અને ધીરજથી સતત પરિશ્રમમાં મશગુલ રહેવાનું છે. દૃઢ નિશ્ચય, હિમ્મત, આત્મવિશ્વાસ, અને પરસ્પર વિશ્વાસ, એટલા ગુણોની આપણે જરૂર છે. શું જરૂરનું છે અને શું જરૂરનું નથી તે, તથા કયું જીવન આપનાર છે, અને કયું વિનાશ કરાવનાર છે તે ઓળખતાં શિખવાની આપણે જરૂર છે. આપણી ઉત્સાહકશક્તિનો વ્યય આપણે ન્હાની ન્હાની બાબતોમાં કરી નાંખવો જોઇયે નહી.

**હિન્દુસ્તાને લેવા જોઈતા પ્રાસંગિક પાઠ.**

૫૬. જૂદી જૂદી પ્રજાઓના અનુભવ ઉપરથી, હાલને પ્રસંગે હિન્દુસ્તાને કયા પાઠ શિખવાના છે એ સમ્બન્ધમાં મને જે લાગે છે તે સમ્બન્ધી થોડા શબ્દો કહેવાની હું આપની રજા માગી લઉં છું. એક જમાનામાં સૌથી આગળ વધેલા સુધારાનું જે કેન્દ્રસ્થાન ગણાતું હતું તે પ્રાચીન ઇજિપ્ત દેશ

તરફ નજર કરતાં જણાય છે કે, માત્ર કૃષિ અને ખનિજ દ્રવ્યો એટલાં બે સાધનોથી જ કદી સંસ્કારવાળો અને કાયમનો સુધારો થઈ શકતો નથી; જો કે સૂક્ષ્મ દૃષ્ટિથી જોતાં દેશની સ્વાભાવિક સાધનસમ્પત્તિઓ ઉપર જ સ્થાયી સુધારાના મૂળપાયાનો આધાર રહે છે. પ્રાચીન કાળના ઇજિપ્તનાં સાધન, સમ્પત્તિઓ પુષ્કળ હતી, પરંતુ માનુષિક જીવનની મહત્તા કેટલી છે તેનો વિચાર કરવામાં ઇજિપ્ત ભૂલ્યું, સાધારણ કામદાર લોકોના હક્ક સાચવવામાં તેણે ગફલત કરી, અને તેનું પરિણામ એ આવ્યું કે, તે સત્તા અને સુધારાના શિખર ઉપર હતું ત્યાંથી ગબડી પડયું અને રાજ્યકીય બાબતમાં ગુલામગિરીની તથા વિદ્યાકળાની બાબતમાં છેક જ પડતી દશામાં આવી ગયું. જે પ્રજા હલકી જાતના લોકોનો તિરસ્કાર કરે છે, અને સામાજિક સમાનતાની બાબતમાં એમનું માન વધારવાની એમને બીલકુલ તક આપતી નથી, તે પ્રજા પોતાની ઉન્નતિની ઇમારત રેતી ઉપર જ બાંધે છે. જે પ્રજાનાં મનુષ્યોમાં મનુષ્ય તરિકે જેટલી લાયકાત હોય તેટલી જ તે પ્રજાની ખરેખરી સમ્પત્તિ છે.

**ગ્રીસ: વ્યાપારી પ્રજાકીય જીવનની આવશ્યકતા.**

૫૭. **ગ્રીસ** વિભવચ્યુત થયું તે કાંઈ ફિલસુફીનાં તત્ત્વજ્ઞાનની કે રાજ્યકીય આન્તર્દૃષ્ટિમાં તેની નિષ્ફળતાને લીધે નથી થયું; એ દિશાઓમાં તો આખી પશ્ચિમની દુનિયાને પ્રેરણા કરનાર **ગ્રીસ** મુખ્ય ઉત્પત્તિસ્થાન થઈ ચૂકયું છે. **પેરિકલીસ**, **પ્લેટો** અને **એરિસ્ટોટલ**, એમનાં નામ હજી પણ પાશ્ચાત્ય લોકોના ઘરગતુ શબ્દો થઇ રહ્યા છે. **એથેન્સ**ની સ્મરણ–સુગંધ કાયમ રહી છે, પણ **એથેન્સ** જીર્ણ થઈ ગયું છે. એનું કારણ એજ કે અર્થશાસ્ત્રાનુસાર પોતાની ઉન્નતિનાં મૂળતત્ત્વો પ્રત્યે એણે દુર્લક્ષ કરેલું. **એથે-**

ન્સે વ્યાપાર અને ઉદ્યોગની અભિવૃદ્ધિ કરવા માટે પોતાના સુન્દર સમુદ્ર કિનારાઓનો ઉપયોગ કરવાની તસ્દી લીધી હોત, વ્યાપારનાં પ્રકરણો ગુલામોને બદલે એણે સ્વતન્ત્ર માણસોની સ્વાધીનતામાં સોંપ્યાં હોત, અને પોતાના રાજદ્વારી બાહોશ પુરુષોની નિપુણતાનો ઉપયોગ મહેસુલનાં સંગીન ધારણો બાંધવામાં કર્યો હોત, તો એથેન્સના ઇતિહાસની વસ્તુસ્થિતિનું સ્વરૂપ કાંઇ જૂદું જ પર્યાવસાન પામ્યું હોત. પરન્તુ એથેન્સે પોતાની ખનિજ સમ્પત્તિઓનો નિરર્થક વ્યય કર્યો, અને દેવ-દેવીઓનાં મોટાં મોટાં મંદિરો બાંધવામાં તથા વિદ્યા અને કલાનાં મોટાં મકાનો બાંધવામાં ભારે રકમો ખર્ચી નાંખી. સુધારાના જે મુખ્ય પ્રવાહ વડે પાશ્ચાત્ય પ્રજાઓ ઉન્નત સંસ્કારવાળી થઈ છે તે સુધારાની વિરુદ્ધ ટીકા કે ચર્ચા ઉત્પન્ન કરવાનો આપણો લેશ પણ હેતુ નથી. હું તો ફક્ત એટલું જ બતાવવા માગું છું કે, કોઈ પણ સુધારો જ્ઞાનથી ગમે તેટલો તેજોમય હોય, છતાં જો તેનો પાયો અર્થશાસ્ત્રાનુસાર દઢ અને મજબૂત ના હોય તો તેનો નિભાવ ચિરકાલ પર્યન્ત કદી એ થઈ શકવાનો નહીં જ. પ્રાચીન ગ્રીસનો અર્વાચીન હિન્દુસ્તાનને આવો સન્દેશો છેઃ—વ્યક્તિ તરિકે કે સમુદાય તરિકે પણ કદી અનુત્પાદક વ્યય નહીં કરવાની ખાસ સંભાળ રાખજો. દેશોદયના સામાન્ય કાર્યમાં ન્યાતજાતના તફાવત ભૂલી જવાનું અને જૂદી જૂદી જ્ઞાતિઓના વહેમોને દૂર કરી દેવાનું દેશના લોકોને સૂચવજો. તેમને સૂચના કરજો કે, મનુષ્યત્વનો ઉદ્ધાર થવા માટે, પરમાત્માના આ મંદિરમાં મનુષ્ય પ્રકૃતિની ઉદાત્તાવસ્થા પ્રાપ્ત થવા માટે તેઓ પોતાના ધાર્મિક આવેશને એકતામાં ભેળી, પ્રત્યેક આચરણમાં પ્રત્યક્ષ અનુભવતા થાય. તેમને બોધ આપજો કે તેઓ આર્થિક, સામાજિક અને બુદ્ધિના વિષયમાં સ્વતન્ત્ર મનુષ્યો તરિકે બહાર પડે. આટલું

થશે તો આ પૃથ્વી ઉપર (પ્રભુના રાજ્યમાં) એવી કોઈ પણ સત્તા છે જ નહીં કે જે તેમને વધારે મુદત સુધી ગુલામગિરીની દશામાં રાખી મૂકી શકે.

**રોમઃ સ્વતન્ત્ર ઉદ્યોગોની જરૂર.**

૫૮. **રોમ** પણ હિન્દુસ્તાનને પોતાના તરફથી પાઠ શિખવે છે. **રોમ**ને અવનત દશામાં લાવી મૂકનારાં ઘણાં દુઃખો તેના ઉપર વારાફરતી પડેલાં છે, અને તેથી તેના વિનાશનાં જે અનેક કારણો છે, તે સૌમાંથી તેના અધઃપતનનું એક જ મુખ્ય કારણ નિશ્ચયપૂર્વક જણાવવું એ કઠિન છે. પણ એટલી તો આપણી ખાત્રી થાય છે કે, **રોમ**ના પાછલા **કાળના સીઝરો**ના રાજ્યમાં સરકારની પૈતૃક, અને એક જ કેન્દ્રીકૃત રાજ્યસત્તાની પદ્ધતિ પૂર્ણત્વ પામેલી હતી, અને એ જ એ મહારાજ્યની શિથિલતાનું પ્રધાન કારણ હતું. વ્યક્તિગત જવાબદારીથી ચાલતી સંસ્થાઓને બદલે **સરકારે** પોતે હુન્નર ઉદ્યોગો ચલાવવા માંડયા. દુર્ભિક્ષતા અને લશ્કરી જુલમને લીધે કૃષિકાર અને વ્યાપારી વર્ગોએ પોતાના ધંધાઓ છોડી દીધા. લોકો અનાજ માટે **સીઝર** ઉપર આશા રાખી રહ્યા, અને ભૂખે મરતા લોકને જો કાંઇ અન્ન મળ્યું હોય તો તે જાહેર ખજાનામાંથી મળતું હતું. **રોમ**નો **શહેનશાહ** તરવારના જોરથી રાજ્ય કરતો હતો. કારખાનાંઓમાં **સરકાર**ની બહુ જ સખ્ત નજર નીચે જુલમ કરીને કામ લેવાની પદ્ધતિ ચાલતી હતી; દિવાનીખાતાંનો અધિકારીવર્ગ આળસુ અને દુર્ગુણી થઇ ગયો હતો, અને પ્રજા દીન અને ગમગિન બની ગઈ હતી. પ્રજાનો પ્રજા તરિકેનો જુસ્સો નાશ પામ્યો હતો અને છેવટે **રોમ** ઉત્તર તરફ વિનાશકારક હુમલઓનો કમકોવત શિકાર થઈ પડયું.

**એકતાથી સૌએ સાથે રહીને કામ કરવાની હાલને પ્રસંગે અતિશય જરૂર છે.**

૫૯. હિન્દુસ્તાનને બન્ધવિમોચનનું સ્થિત્યન્તર કરાવનારા હાલના પ્રસંગે આપણે રોમની નિષ્ફળતા શી રીતે થઈ એ વાત હમ્મેશાં સ્મરણમાં રાખવાની જરૂર છે. સમાજના બન્ધારણમાં લોકોની કેટલી આવશ્યકતા છે, અને તેમનો કેટલો અધિકાર છે એનું શિક્ષણ આપણે જ્યાં સુધી સાધારણ જનસમાજને આપવાની તસ્દી લઈએ નહીં, ત્યાં સુધી આપણી સંગીન, ચિરસ્થાયી અને ઉત્તમ પ્રકારની ઉન્નતિ થવાનું શકય નથી. હલકી કોમોને જાગૃત કરવાનું, ઉત્તેજન આપવાનું અને શિક્ષણ આપવાનું આપણામાંથી જેઓ જ્ઞાન વિભૂષિત અને શ્રીમન્ત ગૃહસ્થો છે, તેમનું કર્તવ્ય હું ગણું છું. આપણે એવી મદદ કરવી જોઈએ કે, જેથી તેઓ તેમને પોતાને મુખ્ય મદદ કરી શકે. પરન્તુ આપણે તેમના "માબાપ" બની જતાં ચેતવું જોઈએ. પરોપકાર કરવાનો નથી, પણ સઘળાએ સાથે રહીને, બન્ધુભાવનાની એકતાથી કામ કરવાની હાલને પ્રસંગે અતિશય જરૂર છે.

૬૦. આપણા લોકોએ અર્થશાસ્ત્રના મૂળતત્ત્વો જેમ બને તેમ જલદી શિખવાં જોઈએ, અને જાતે અતિશય ફાયદો મેળવી લઈને માત્ર પોતાનાં જ પેટ ન ભરતાં જેઓ પ્રમાણિકપણે અને ચાલાકીથી નવા હુન્નર ઉદ્યોગોમાં ઈચ્છાપૂર્વક જોડાય તેવા સાહસિક વ્યાપારી વર્ગને આપણે પુષ્કળ મદદ કરવી જોઈએ.

૬૧. પ્રાચીન ભરતખંડ ઉપરથી પણ આપણને ઘણું શિખવાનું મળે છે. ભરતખંડની અણમોલી ખનિજ સમ્પત્તિઓ અને પાશ્ચાત્ય પ્રજાઓ સાથેના તેના અતિશય વિસ્તૃત વ્યાપાર સમ્બન્ધી હું પૂર્વે

**હિન્દુસ્તાનમાં યાન્ત્રિક શોધ.**

જણાવી ગયો છું. પરન્તુ હિન્દુસ્તાનમાં યાન્ત્રિક શોધ એટલી બધી થઈ શકી નહોતી, કેમકે સમાજમાં જેમની ગણના હલકી થાય છે તેવી કેટલીક કોમોમાં (વસવાયા લોકોમાં) યાન્ત્રિક કામ વંશપરમ્પરા થતું હતું. આપણા દેશનું નકસી, કોતરણી વગેરેનું કામ, પ્રાચીન ગ્રીસ દેશની શિલ્પકલાના કામ સાથે સરખામણી કરી જોતાં ચઢીઆતું થઈ શકે એમ નથી. આપણી યાન્ત્રિક વિષયમાં બીજાં રાષ્ટ્રોના જેટલી ઉન્નતિ થઈ શકી નથી; કેમકે આપણા દેશમાં હસ્તકૌશલ્ય અને એવી કારીગરીઓ ગરીબ અને ન્યૂન બુદ્ધિ–સમ્પત્તિવાળા વર્ગના હાથમાં રહેલી છે, અને શેકડો, હજારો વર્ષથી બુદ્ધિમાન વર્ગે એ કામ ત્યજી દીધેલું છે. વાઙ્મયાત્મક સાહિત્ય અને વિચારની બાબતમાં તો પૃથ્વી ઉપરની કોઈ પ્રાસાદિક બુદ્ધિની પ્રજા પણ આપણી બરોબરી કરી શકે એમ છેજ નહીં. આપણા લોકોમાં હસ્તકૌશલ્ય માટે પ્રવીણતા તો છે જ, કેમકે આપણા કારીગર વર્ગની બુદ્ધિ અને ચતુરાઈ એમની પ્રવીણતાની સાક્ષી આપે છે.

જાતિભેદનું અભિમાન જે માત્ર અહીં જ જોવામાં આવે છે, તેને બદલે આપણા રાષ્ટ્રે પોતાનું ચિત્ત, હુન્નર અને ઔદ્યોગિક પ્રયત્નોમાં લગાડવું જોઈએ; બ્રાહ્મણના અને વિદ્વાન મૉલવીઓના છોકરાઓએ ઓજાર વાપરતાં શિખવું જોઈએ. જેની સ્વાભાવિક પ્રવૃત્તિ યાન્ત્રિક કાર્ય તરફ છે, એવા દરેક ગ્રૅજ્યુએટે પગારવાળી નોકરીઓ મેળવવાના છન્દમાં પડવા કરતાં જીવનની દિશા ઔદ્યોગિક બાજૂ તરફ ફેરવવી જોઈએ; અને પ્રતીતિ છે કે, આપણો દેશ વાઙ્મયાત્મક સાહિત્ય અને વિચારના વિષયોમાં જેવો આગળ વધેલો છે તેવો જ, તે હુન્નર–ઉદ્યોગ અને નવીન શોધની બાબતોમાં આગળ વધ્યા વિના રહેશે નહીં.

૬૨. હાલના જમાનાની પશ્ચિમની દુનિયા તરફ નજર ફેરવતાં હિન્દને માટે હાલને પ્રસંગે અતિશય જરૂરનાં પાઠો શિખવાનું આપણને જરૂર છે. પાશ્ચાત્ય પ્રજાઓ મધ્યકાલિન યુગના અજ્ઞાનાંધકારમાંથી જે પાછલ્યાં કેટલાંક શતકોમાં હાલના સંસ્કારી સુધારામાં આવી પહોંચી છે, તે પાછલ્યા કાળ તરફ નજર ફેરવતાં, એમના વિકાસમાં ચાર ઐતિહાસિક હિલચાલો મુખ્ય મદદગાર છે, એમ મને જણાય છે.

**આધુનિક કાળની ચાર મહત્ત્વની હિલચાલો.**

૬૩. ઉપર જણાવેલી હિલચાલોમાં પહેલી હિલચાલ છેલ્લાં થોડાંક શતકોથી થયેલી નાણાંના ભંડોળ સમ્બન્ધી વ્યવસ્થા કરવાના ક્રમની છે. ઔદ્યોગિક દ્રવ્યસંચયની વ્યવસ્થાના ક્રમ ઉપર, તદનુષંગિક વ્યાપારી પત, બેંકો, શેરબજાર તથા થોડા ખર્ચમાં વધારે માલ કહાડવાની પદ્ધતિના પ્રસારથી થતા ફાયદા, એ સઘળી બાબતો ઉપર, આપના જેવા શ્રોતા સમાજ સમક્ષ વધારે વિવેચન કરવું હું જરૂરનું ગણતો નથી. નાણાંનાં ભંડોળોનો સશાસ્ત્ર ઉપયોગ કરવાના સમ્બન્ધમાં પાશ્ચાત્ય પ્રજાઓ પાસેથી હજી આપણે ઘણું શિખવાનું છે.

**ઉદ્યોગ ધંધા માટે દ્રવ્યસંચયની વ્યવસ્થા બરાબર થવી જોઇયે.**

૬૪. આટલા માટે મારી સમ્પૂર્ણ પ્રતીતિ થઈ છે કે, આપણી કૉલેજમાં અર્થશાસ્ત્રના શિક્ષણનો પાયો પાકેપાકો નાંખવા માટે અને આપણા તરુણોને ગૂઢ આર્થિક પ્રશ્નોના શિક્ષણ માટે આપણે દ્રવ્યની મોટી રકમો ખર્ચવી જોઈએ. આપણા તરુણ સ્વદેશાભિમાનીઓમાંથી જેઓ વધારે નિપુણ અને આશા આપનારા હોય તેવાઓને અર્થશાસ્ત્રનાં સિદ્ધાન્તોનો મનનપૂર્વક અભ્યાસ કરવા માટે આપણે પાશ્ચાત્ય યુનિવર્સિટીઓમાં મોકલી આપવા જોઈએ.

૬૫ સામાજિક, રાજ્યકીય અને વ્યાપારી બાબતો કે જેઓનું સ્વાભાવિક સ્વરૂપજ પૂર્ણ વ્યાવહારિક છે તે બાબતો ધર્મોપદેશકોના હાથમાંથી લઇ લેવાનું કાર્ય, એ પાશ્ચાત્ય પ્રજાઓની બીજી હિલચાલ છે. ઇસ્વીસનના તેરમા સૈકામાં **રોમના 'ચર્ચ'** અને તેના તાબાની બીજી સંસ્થાઓએ માત્ર ધાર્મિક વિષયો સમ્બન્ધી જ નહીં, પણ માનુષિક જીવન સમ્બન્ધી, વ્યકિત માટે તેમજ સમાજ માટે, પોતાની સત્તાથી સૂચનાઓ અને અનુશાસનો ઠરાવ્યાં હતાં. લોકોની હૃદય–વૃત્તિ અને ચર્ચના આ વ્યાવહારિક સ્વરૂપ વચ્ચે ત્રણ શતકો પર્યન્ત યુદ્ધ ચાલ્યું, અને છેવટે **માર્ટીન લ્યુથર**ની આગેવાની નીચે લોકોને **'ચર્ચ'** (**ધર્મ–સંસ્થા**) સ્હામે ખુલ્લો બળવો કરવાની જરૂર પડી. એ બળવો થયા પછી એવો સિદ્ધાન્ત દૃઢ રીતે સ્થપાયો છે કે '**ચર્ચ**' નો અધિકાર ધાર્મિક અને આધ્યાત્મિક બાબતોમાં છે; અને સામાજિક, રાજ્યકીય તથા વ્યાપારના વિષયોનો નિર્ણય કરવાનું કામ, પોતાની બુદ્ધિ અને હૃદયાજ્ઞાનુસાર કરવા માટે, પ્રત્યેક મનુષ્યને જ સોંપવું જોઇયે, અને **અમેરિકા**માં આ પ્રમાણે જ ચાલે છે. આ સમ્બન્ધમાં માત્ર એટલુંજ બતાવી આપવાની મ્હારી ઇચ્છા છે કે, જ્યાં સુધી **હિન્દુસ્તાન**ના ધાર્મિક વિચારો, આપણી ઘણીક ઘણીક નિપુણમાં નિપુણ અને ઉત્તમ વ્યકિતઓનાં મનને, રાજ્યકીય, શાસ્ત્રીય અને હાલની આણીની ઘડીની રાજ્યકીય તથા વ્યાપારી હિલચાલો સમ્બન્ધી વિચારોથી દૂર રાખશે ત્યાં સુધી, એ ધાર્મિક–ફિલસુફીની પદ્ધતિ, હિન્દુસ્તાનની આર્થિક સ્વતન્ત્રતાના વધારામાં એક અન્તરાય રૂપે વચમાં આવવાની જ. પાશ્ચાત્ય ઔદ્યોગિક બન્ધારણોનાં શાસ્ત્રીય સિદ્ધાન્તો સમજી લેવામાં **હિન્દુસ્તાન**ના લોકો આટલા બધા પાછળ કેમ રહી

સામાજિક, રાજ્યકીય અને વ્યાપારી બાબતોનું વ્યાવહારિક સ્વરૂપ.

ગયા છે ? આ પ્રશ્નનો વિસ્તૃત ઉત્તર આપવાનું સાહસ હું કરીશ નહીં, પણ એટલું જ સૂચવીને સન્તોષ માનીશ કે, આપણે એક રાષ્ટ્ર—**એક પ્રજા** તરિકે આપણા પ્રજાકીય જીવનના ધાર્મિક અને સામાજિક મૂળ બન્ધારણ તરફ બરાબર લક્ષ રાખવું જોઇએ.

**જ્ઞાતિબન્ધન. (જ્ઞાતિઓના અસાધારણ હક.)**

૬૬. જ્ઞાતિઓના અને સામાજિક અસાધારણ અધિકારોનાં બન્ધનો તોડી નાંખો. જેમ કોઇ એક રાષ્ટ્રનું વ્યાપારીવર્ચસ્વ કે રાજ્યકીય ઉપરીપણું વારસામાં ઉતરી આવેલું કદીએ હોઇ શકતું નથી તેમ જ આ અધિકારો પણ માત્ર પોતે પોતાની મેળે જ માની લીધેલા છે, જન્મથી જ નથી. આત્મભોગમાં આનન્દ માનવાનું શિખો; તમારા જ બન્ધુઓ જેઓ તમારાથી નીચી જાતિમાં છે તેમને તમારી સમાન યોગ્યતામાં લાવો; અને સઘળી કૃત્રિમ વિષમતાઓને સરળ બનાવો. શબ્દોદ્વારા નહીં, પણ હમ્મેશાં કર્તવ્યોદ્વારા હિમ્મત કરવાનું શિખો, અને તમારા શબ્દોને કર્તવ્યના રૂપમાં ફેરવી નાંખવા તમે જાતે હમ્મેશાં તૈયાર રહો.

**એક પ્રજા તરિકેનો જુસ્સાનો ફેલાવો.**

૬૭. આપણે સર્વ એક પ્રજા છીએ, એવા જુસ્સાનો ફેલાવો થવો જોઇએ, એ વાત ઉપર પણ હું આપનું ધ્યાન ખેંચું છું. **એક પ્રજા તરિકેના** (*National*) જીવનનું એકીકરણ અને દૃઢીકરણ કરવાનો સદોદિત પ્રયત્ન સુધારા સાથે યુરોપ ખંડમાં છેલ્લાં બે હજાર વર્ષોથી ચાલતો છે. નાનાં નાનાં સંસ્થાનો અને પોતપોતાનાં કલહ કરનારાં રાજ્યો એક પ્રબળ, ઐક્યબદ્ધ અને સજાતીય રાષ્ટ્રમાં—એક પ્રજાના રૂપમાં જોડાઇ ગયાં છે; અને પ્રત્યેક રાષ્ટ્ર પોતાનું રાષ્ટ્રીયત્વ—પ્રજાકીય જુસ્સો કાયમ રાખવા માટે લોકોની સ્વદેશાભિમાની હૃદયવૃત્તિદ્વારા પ્રયત્ન કરે છે. કે-

ટલાક સ્પષ્ટવક્તા, પ્રમાણિક ટીકાકારો, એક રાષ્ટ્ર તરિકે આપણા ઉ-પર વખતોવખત એવો આરોપ મૂકે છે કે, આપણે ઐકયનષ્ટ—વિ-ચારોની એકતા વિનાના અને પ્રજાકીય હેતુઓ સાધવામાં સ્વાર્થરહિત બુદ્ધિથી પરસ્પર સહાય્ય કરવામાં નાલાયક લોકો છીએ આવી ટીકા હમણાં મારા વાંચવામાં આવે છે. જો આ આક્ષેપ સત્ય હોય, હિ-ન્દુસ્તાન એ જો સ્વતન્ત્ર રાષ્ટ્રીય અસ્તિત્વને માટે નાલાયક અને જૂદી જૂદી જાતના લોકોનો જ એક મોટો સમુદાય છે, એ વાત જો ખરી હોય તો એકતા અને પરસ્પર—સહાય્યનાં તત્ત્વોને ગતિમાં મૂકવાં એ ચતુર અને સ્વદેશાભિમાની મનુષ્યો તરિકે આપણું કર્તવ્ય છે. પ્રજા-કીય જુસ્સાના સમ્બન્ધમાં આટલી સૂચના આપીને એ વાત હવે હું પૂરી કરું છું.

**શાસ્ત્રીય પદ્ધતિઓનો વિકાસ.**

૫૮. હવે જે હિલચાલ તરફ હું આપનું લક્ષ ખેંચું છું તે છેલ્લાં દોઢસો વર્ષમાં યૂરોપખંડમાં થયેલી શાસ્ત્રીય ઉન્નતિની હિલચાલ છે. એ ઉન્નતિની કથા વાંચતાં પ્રાચીન કાળની એકાદી નવલકથા વાંચતા હોઇયે એવું આપણને લાગે છે. એ સઘળી મુદ્દતમાં રેલવે, આગબોટ, વીજળીના તાર, ટેલીફોન, ગૅસની દીવાસળીઓ, ગૅસના દીવાઓ, વીજળીનો અનેક પ્રકારે ઉપયોગ કર-વાનું જ્ઞાન, ફોનોગ્રાફ, ઍકસ કિરણો ( રૂદ્ધશક્તિ ), પ્રકાશનું પૃથક્ક-રણ—ઍનેસ્થેટિક્સ, અર્વાચીન રસાયનશાસ્ત્ર, ચેતનહીન પદાર્થની ઘટ-નાના નિયમ, શક્તિસંરક્ષણ, સેન્દ્રિયોત્ક્રાન્તિ, જન્તુદ્વારા રોગોત્પત્તિની ક-લ્પના, અને આપણા અર્વાચીન કાળના જીવનવ્યવહારમાં અત્યન્ત મહત્વનાં અને ઉપયોગી શાસ્ત્રોની શોધ થઇ છે—એ શાસ્ત્રીય ઉ-ન્નતિ થઈ છે.

૫૯. મારા મિત્રો, મારે કબુલ કરવું પડે છે કે આ સઘળી અ-

**શાસ્ત્રીય પ્રવૃત્તિ-ઓમાં હિન્દુસ્તા-નની નિષ્ફલતા.**

દ્ભૂત હિલચાલોમાં હિન્દુસ્તાને લીધેલો ભાગ શરમ ઉપજે એટલો બધો થોડો છે. એક લે-ખકે કહેલું છે કે, "હિન્દુસ્તાનના લોકોને, કોઇ વિચિત્ર પ્રતિકૂળતાને લીધે, ઘણું ખરું તેમની માનસિકશક્તિને લાગેલા થાકને લીધે, જૂની—અ-ન્તિમ કલ્પનાઓ કરવાની દશામાં જ આવી પડવાનું થયું છે." શું આ વાત ખરી છે કે? હિન્દના લોકોની બુદ્ધિશક્તિ થાકી ગઇ છે, અથવા તો મનુષ્ય તરિકેનું વિજ્ઞાન પોતાનામાં ઉમેરી લેવાની હિન્દના લોકોમાં લાયકાત નથી, એવું હું માની શકતો નથી. આપણા પ્રાચીન કાળના ઋષિ–મુનિઓએ તત્ત્વજ્ઞાન, વાઙ્મયાત્મક સાહિત્ય, અને કલાદિક આખી દુનિયાની વૈજ્ઞાનિક સમ્પત્તિમાં જે વધારો કર્યો છે તે માટે આપણને ઘણું જ અભિમાન છે, અને તે બરાબર ન્યાયપૂર્વક છે. બુ-દ્ધિની બાબતમાં આપણી પ્રાચીન કાળની શ્રેષ્ઠતાનું પુનર્સમ્પાદન કરવું એ આપણું મુખ્ય અભિમાન, આપણું સર્વોપરી કર્તવ્ય, અને એ જ આપણો ઉત્કૃષ્ટ યશ–વિભવ હોવાં જોઇએ. પશ્ચિમનું વાતાવરણ વીર્યથી ભરપૂર માનસિક જીવનથી ઊભરાઇ જાય છે. કાંઇ પણ "નવું" સત્ય શોધી કહાડવા પાછળ મંડયા રહેવું એ પશ્ચિમના દરેક પુરૂષત્વ ધરાવનારા મનુષ્યનું પહેલું કર્ત્તવ્ય ગણાય છે, અને આપણા લોકો તો જડ જેવા પડી રહેવામાં, અને રૂઢિબદ્ધ જીવન પૂરૂં કરવામાં જ સન્તોષ માની લે છે. પૂર્વજોએ બુદ્ધિની સ્વતન્ત્રતાના અને ઉત્સાહ–શક્તિ વ-ધારનારા જે દાખલાઓ બેસાડયા છે, તેનું સમજીને અનુકરણ કરવાને બદલે, આંધળા થઇને બાપદાદાને ચીલે ચાલ્યા જવામાં જ તેઓ પોતાની પરિતૃપ્તિ માની લે છે. કવિ મૅથ્યુ આર્નોલ્ડની નીચેની સુન્દર પંક્તિઓનું સ્મરણ કર્યાવિના, મારા આ અભિપ્રાયનો ઉપસંહાર હું બીજી વાધારે સારી રીતે કરી શકતો નથી.

* "The East bowed low before the blast
"In patient, deep disdain;
"She let the legions past,
"Then bowed in thought again."

**પાશ્ચાત્ય સુધારામાં જે અનિષ્ટતાઓ છે તે આપણને અગ્રાહ્ય હોવી જોઇયે.**

૭૦. મ્હારા મિત્રો, પાશ્ચાત્ય દેશોમાં પ્રવાસ કરીને મારા વિચારો પાશ્ચાત્ય કલ્પનાઓને પૂર્ણપણે સ્વીકારનારા થયા છે, અથવા તો હિન્દુસ્તાનની ભાવિસ્થિતિ સમ્બન્ધી હું નિરાશાવાદી થઈ ગયો છું, એવો ખ્યાલ આપ એક ક્ષણ વાર પણ આપના મનમાં લાવશો નહીં. પશ્ચિમના સુધારામાં પણ કેટલીએક એવી ન્યૂનતાઓ છે કે જે દુનિયામાં બનતા બનાવોના કોઇપણ પ્રમાણિક અભ્યાસકથી અજાણી રહે નહીં. પશ્ચિમના ભારે ઉદ્યોગનાં મોટાં નગરોમાં લોકની વસ્તી એટલી બધી પાસે પાસે છે કે, મારા મત પ્રમાણે તો કારીગર વર્ગોના ભવિષ્યને એ વાત બહુ જ હાનિ પ્હોંચાડનારી છે. પશ્ચિમનાં રાષ્ટ્રો આટલાં બધાં ચતુર અને શોધક છે, છતાં રાજ્યવ્યવસ્થા, નીતિ, સાર્વજનિક આરોગ્ય વગેરે વિષયોના વિકટ પ્રશ્નો એમની સમક્ષ નિરાકરણ થયા વિનાના એમને એમ પડી જ રહેલા છે. દ્રવ્યસંચય (ભંડોળ) અને મહેનત એ બે વચ્ચેનો આન્તરિક કલહ દિનપરદિન વધતો

---

* આ પંક્તિઓનો ભાવ આવો છેઃ—

" આવ્યું તુફાન તહીં 'પૂર્વ' નમી પડ્યું છે,
" ધિઃકાર ગૂઢ ધરતું, સહતું રહ્યું છે;
" છો સૈન્ય ગર્જન કરે, પણ 'પૂર્વ' પાછું
" રહેતું ફરીથી કંઇ ચિન્તનમાં ઝુકેલું."

જાય છે. પશ્ચિમનાં મોટાં વ્યાપારી શહેરોની મુલાકાત લેનાર દરેક જણને એવું લાગ્યાવિના રહે એમ છે જ નહીં કે ત્યાંની હવામાં પણ જ્યાં ત્યાં ઐહિક લાભ ઉત્પન્ન કરનારાં તત્ત્વો ભરેલાં છે. બાહ્યાડમ્બર પ્રત્યે પ્રેમ, અને ચેતનહિન દ્રવ્ય તથા સત્તાની અધમ પૂજાને લીધે પશ્ચિમનાં લોકોનાં મન એટલાં તો બેભાન થઈ ગયેલાં છે કે, ઇતિહાસના આરંભ કાળથી હિન્દુસ્તાનના લોક આમુષ્મિક સુખના પદાર્થો પ્રત્યે પ્રેમ રાખતાં શિખીને, જે સાદું અને સામાન્ય જીવન સુખમાં ભોગવે છે તેમને રુચિકર લાગતું નથી.

**હિન્દુસ્તાનને કરવાનું કાર્ય.**

૭૧. પશ્ચિમના બુદ્ધિમાન મનુષ્યોનાં મગજો જે જે પ્રશ્નોનું નિરાકરણ કરવામાં પરાજય પામ્યા છે, તે સઘળા પ્રશ્નોનું, પોતાના નીતિશાસ્ત્રના કાનુનોના તત્ત્વજ્ઞાનની સરળતાને મજબુત રીતે વળગી રહીને નિરાકરણ કરી આપવાનું, તથા અર્વાચીન શાસ્ત્રીય પદ્ધતિઓને અનુસરીને અર્થશાસ્ત્રોક્ત ધારણના પાકા પાયા ઉપર ઇમારત ઊભી કરી આપવાનું, અને તેનીજ સાથે પોતાના લોકોની સરળતા, માન-મરતબો, અને નૈતિક તેમજ આધ્યાત્મિક વિષયોમાં હૃદયની તીવ્ર ઇચ્છા, એ ગુણોનું સંરક્ષણ કરવાનું કાર્ય હિન્દુસ્તાનનું કાર્ય હોઇ શકે. પશ્ચિમના દેશોને તત્ત્વજ્ઞાન શિખવું અને તેમની પાસેથી ભૌતિક શાસ્ત્રો શિખી લેવાં, યૂરોપના જીવનમાં શુદ્ધિ પ્રેરવી અને તેનું રાજકીય લક્ષ્યબિન્દુ ઉચ્ચતર થાય એમ કરી આપવું; અમેરિકાના લોકોને આધ્યાત્મિકતાનું સૂચન કરવું અને તેના વ્યાપારી વ્યવસાયોની પદ્ધતિઓનાં રહસ્યોનું જ્ઞાન સમ્પાદન કરી લેવું: હિન્દુસ્તાન માટે, આના કરતાં બીજું કોઈ વિશેષ ઉદાત્ત કાર્યો હોય તો હું તેની કલ્પના કરી શકતો નથી.